# દેશને અપીલ

વહાલા ભારતવાસી બધુજનો,

ગયે વરસે ઉનાળામા હુ તેલગણમા પ્રવાસ કરતો હતો ત્યા જે વિકટ સવાલ હતો તે બાબતમા મારુ ચિતન રોજ ચાલતુ હતુ એક દિવસ હરિજનોની માગણી પરથી મે જ્યા હુ હતો તે ગામવાળાઓને ભૂમિદાનની વાત કરી ગામવાળાઓએ તે વાત માની અને મને પહેલુ ભૂમિદાન મળ્યુ ઓગણીસસો એકાવનની સાલના એપ્રિલ માસની અઢારમી તારીખનો એ દિવસ હતો ત્યાર બાદ ભૂમિદાન યજ્ઞની કલ્પના મને સૂઝી અને તેનો મે તેલગણના પ્રવાસમા પ્રયોગ કર્યો પરિણામ સારુ આવ્યુ બે મહિનામા બાર હજાર એકર જમીન મળી ત્યાની પરિસ્થિતિનો ઉકેલ કરવામા મારો ખ્યાલ છે કે તેથી ઘણી મદદ થઈ આખા દેશ પર તેની અસર વરતાઈ અને આજે આપણે જોઈએ છીએ કે તેલગણનુ વાતાવરણ ઠીક શાત થયુ છે

ગાધીજીના નિર્વાણ પછી અહિસાના પ્રવેશને માટે હુ રસ્તો ખોળી રહ્યો હતો મેઓ મુસલમાનોને વસાવવાનો સવાલ આ જ વિચારથી મે હાથમા લીધો હતો તેમા થોડો અનુભવ મળ્યો તે જ આધાર પર મે તેલગણમા જવાનુ સાહસ કર્યું ત્યા ભૂદાનયજ્ઞના રૂપમા મને અહિસાનો સાક્ષાત્કાર થયો

તેલગણમા જે ભૂદાન મળ્યું તેની પાછળ ત્યાની એક ખાસ પરિસ્થિતિની પૃષ્ઠભૂમિ હતી તે પૃષ્ઠભૂમિને અભાવે હિદુસ્તાનના બીજા ભાગોમા એ કલ્પના ચાલે કે નહી તે બાબતમા શકા કરી શકાય એમ હતુ તે શકાના નિવારણ માટે બીજા પ્રદેશોમા જવાનો

પ્રયોગ કરવો જરૂરી હતો. યોજના કમિશનની આગળ મારા વિચાર મૂકવા માટે પંડિત નેહરુએ મને નિમંત્રણ આપ્યું તે નિમિત્તથી પગપાળા યાત્રામાં નીકળી પડ્યો અને દિલ્હી પહોંચતાં સુધીમાં તો મહિનામાં આશરે અઢાર હજાર એકર જમીન મને મળી. મેં જોયું કે અહિંસાને દાખલ કરવા માટે જનતા ઉત્સુક છે.

ઉત્તર પ્રદેશના સર્વોદયપ્રેમી કાર્યકર્તાઓની માગણી આગળ મેં નમીને ઉત્તર પ્રદેશના વ્યાપક ક્ષેત્રમાં પ્રયોગ શરૂ કર્યો. ઉત્તર પ્રદેશમાં એક લાખથી વધારે ગામડાંઓ છે. દરેક ગામમાં ઓછામાં ઓછું એક સર્વોદય કુટુંબ વસાવવું અને દરેક કુટુંબને ઓછામાં ઓછી પાંચ એકર જમીન આપવી એ હિસાબથી પાંચ લાખ એકર જમીન મેળવવાનો સંકલ્પ કરવામાં આવ્યો હતો. વચમાં નાદુરસ્તી છતાં [illegible] કાર્યકર્તાઓ ચૂંટણીમાં ગરક થયેલા હતા. જનતાનો સહકાર સારો હતો. એક લાખ એકર સુધી અમે પહોંચી ગયા હતા. આમાં ઈશ્વરી સંકેત જ જોઉં છું. મારા ઘણાખરા સાથીઓને પણ એમ લાગ્યું. પરિણામ એ આવ્યું કે સેવાપુરીના સર્વોદય સંમેલનમાં સાથે મળીને આખા હિંદુસ્તાનમાં આવતાં બે વરસની અંદર ઓછામાં ઓછી પચીસ લાખ એકર જમીન પ્રાપ્ત કરવાનો સંકલ્પ કર્યો. આ સમાચાર તમને મળી ચૂક્યા છે.

પચીસ લાખ એકરથી હિંદુસ્તાનના ભૂમિહીનોનો પ્રશ્ન ઊકલી જાય છે એવું નથી. તે માટે તો ઓછામાં ઓછી પાંચ કરોડ એકર જમીન જોઈએ. પણ પહેલા હપતા તરીકે આપણે પચીસ લાખ એકર રાખીએ અને હિંદુસ્તાનના પાંચ લાખ ગામડાંઓમાં અહિંસાનો સંદેશ પહોંચે તો ભૂમિની ન્યાયોચિત વહેંચણી માટે જરૂરી વાતાવરણ તૈયાર થાય એવો મને વિશ્વાસ છે.

મોટા ખેડૂતો અને જમીનદારો પાસેથી તો હું જમીન માગું જ છું પણ નાના નાના ખેડૂતોને પણ આમાં ભાગ લેવાની વિનંતી

કરી છે અને મને જણાવતા આનંદ થાય છે કે મોટા દિલવાળા આ નાના લોકોએ ઘણા પ્રેમથી મારી પ્રાર્થના સ્વીકારી છે આ યજ્ઞમા કેટલીયે શબરીઓએ પોતાના બોર આપ્યા છે અને કેટલાયે સુદામાઓએ પોતાના તાંદુલ સમર્પણ કર્યા છે આ મારે માટે એક ચિરસ્મરણીય ભક્તગાથા બની છે આમાંથી દરિદ્રોને આત્મોદ્ધારની અને શ્રીમતોને આત્મશુદ્ધિ અને સ્વામિત્વનિરસનની પ્રેરણા મળી છે

મને ભૂમિ બધા પ્રકારના લોકોએ આપી છે હિંદુઓએ આપી છે, મુસલમાનોએ આપી છે, બીજા ધર્મવાળાઓએ આપી છે, જે બધી રીતે સમહારા (બધુ ગુમાવી બેઠેલા) ગણાય એવા હરિજનોએ પણ આપી છે જેમનો ભૂમિ પર અધિકાર માનવામા આવતો નથી એવી સ્ત્રીઓએ સુધ્ધા આપી છે આપનારાઓમા બધા વર્ગ અને બધી સ્થિતિના લોકો છે દરિદ્રનારાયણને પોતાના કુટુંબનો એક ભાગ સમજી હક તરીકે મે જમીન માગી છે, અને એ જ ભાવનાથી લોકોએ આપી છે

ભૂમિદાન યજ્ઞમા દાન શબ્દ આવે છે, તેનાથી ગભરાઈ જવાની જરૂર નથી દાન સંવિભાગ — દાન એટલે સમ્યક્ વિભાજન (યોગ્ય વહેંચણી), આ છે શંકરાચાર્યની દાનની વ્યાખ્યા તે અર્થમા અમે આ શબ્દનો પ્રયોગ કરીએ છીએ જેને જમીન મળશે, તે મફત ખાવાનો નથી તે જમીન પર મહેનતમજૂરી કરશે, પોતાનો પરસેવો તેમા રેડશે ત્યારે ખાઈ શકશે તેથી તેને દીન બનાવનારુ એ કારણ નહી થાય, તેનો પોતાનો હક આપશે તેને અપાવીએ છીએ

વિનયથી, પ્રેમથી અને વસ્તુસ્થિતિ સમજાવીને અમે માગીએ છીએ એ વિષયમા મે ત્રણ સૂત્રો બનાવ્યા છે

૧ આપણો વિચાર સમજ્યા પછી કોઈ ન આપે તો તેથી મને દુ:ખ થતુ નથી કારણ કે હુ માનુ છુ, કે જે આજે નથી આપતો તે કાલે આપવાનો છે વિચારનુ બીજ ઊગ્યા વિના રહેવાનુ નથી

અનસાની ધૃષ્ટતા કરવી પડી છે આ ધૃષ્ટતા કે નમ્રતા જે હો, તે પરમેશ્વરને સમર્પણ કરી હું સૌ ભાઈબહેનોના સહયોગની યાચના કરું છું

અનગરપુર, ૨૮-૪-૫૨
હરિજનબંધુ, ૧૭-૫-'૫૦

# અનુક્રમણિકા

# ૧

# મૂળ વિચાર

[વારંગલ મુકામે આપેલા વ્યાખ્યાનમાંથી]

આપણો આ માનવસમાજ હજારો વરસોથી આ પૃથ્વી પર જીવન વિતાવી રહ્યો છે પૃથ્વી એટલી વિશાળ છે કે પ્રાચીન યુગમા અહીંના માણસો ત્યાંના માણસોને ઓળખતા નહોતા દરેકને ઘણુંખરુ એમ લાગતું કે આપણો જેટલો સમાજ છે, તેટલી જ માનવજાતિ છે પૃથ્વીના બીજા ભાગમા શુ થતુ તેનુ પણ એમને ભાગ્યે જ ભાન થતુ પણ જેમ જેમ વિજ્ઞાનનો પ્રકાશ ફેલાતો ગયો તેમ તેમ માણસનો સપર્ક દુનિયાની સાથે વધતો ગયો અને માનસિક, ધાર્મિક તેમ જ આધ્યાત્મિક એ બધી દૃષ્ટિથી માણસોનો પરસ્પર સપર્ક પણ વધતો ગયો ક્યારેક બે દેશો કે બે જાતિઓનો સપર્ક થયો ત્યારે દરેક વખતે તે મીઠો જ થયો છે એવુ નથી ક્યારેક તે મીઠો હતો તો ક્યારેક કડવો પણ હતો પણ એકદરે તેનુ ફળ મીઠુ આવ્યુ છે આ વાતના દાખલા દુનિયાભરમા મળી શકે છે પણ આખી દુનિયાની વાત છોડી દઈ ફક્ત ભારતની વાત કરીએ તો માલૂમ પડશે કે ઘણા પ્રાચીન જમાનામા અહીં જે આર્ય લોકો રહેતા હતા તેમની હિંદુસ્તાનની પહાડી સસ્કૃતિ હતી અને દક્ષિણમા જે દ્રવિડ લોક રહેતા હતા તેમની સમુદ્રની સસ્કૃતિ હતી આ રીતે દ્રવિડો અને આર્યોની સસ્કૃતિના મિશ્રણથી એક નવી સસ્કૃતિ નીપજી પહેલા આ ઉત્તર અને દક્ષિણની બને સસ્કૃતિઓ અલગ અલગ રહી હજારો વરસો સુધી આ લોકોમા આપસમા કશો સબધ થયો નહોતો કારણ કે વચમા મોટુ દડકારણ્ય આડુ પડ્યુ હતુ પણ પછી બને સમાજોનો સબધ થયો તેમા

કેટલાક મી। અને કેટલાક કડવા અનુભવો થયા, પણ એના પરિણામરૂપે આજનું ભારતવર્ષ છે દ્રવિડ લોકો અહીંના વધુ પ્રાચીન લોક હતા દ્રવિડો અને આર્યો, એ બંનેની સસ્કૃતિના સગમનો લાભ હિંદુસ્તાનને મળ્યો અને એથી એક એવુ રૂ, મિશ્ર રાષ્ટ્ર બન્યુ કે જેમા ઉત્તર અને દક્ષિણના મારા અશો એકસાથે ધ્યાનમા પણ ન આવે એવી રીતે એકરસ થઈ ગયા, ઉત્તર અને દક્ષિણ એક થઈ ગયા ઉત્તરના લોકો જ્ઞાનપ્રધાન હતા તો દક્ષિણના લોકો ભક્તિપ્રધાન હતા આ રીતે જ્ઞાન અને ભક્તિનો સગમ થયો પછુ ત્યાર પછી અહીં જે મિશ્ર સમાજ બધાયો તેની વ્યાપકતા પણ ઓછી નીવડી

## ઇસ્લામનું ઋણ

પછી બહારથી મુસલમાન લોકો અહીં આવ્યા અને સાથે એક નવી સસ્કૃતિ લઈ આવ્યા તેમની નવી સસ્કૃતિની સાથે અહીંની સસ્કૃતિનો સઘર્ષ થયો મુસલમાનોએ પોતાની સસ્કૃતિના વિકાસ માટે બે માર્ગો અપનાવ્યા હતા એમ જણાય છે એક હિંસાનો ને બીજો પ્રેમનો આ બને માર્ગો બે ધારાઓની પેઠે એકસાથે ચાલ્યા હિંસાની સાથે આપણે ગઝની, ઔરંગઝેબ વગેરેના તો બીજી બાજુ પ્રેમમાર્ગને માટે અકબર અને કબીરના નામ લઈ શકીએ આપણે ત્યા જે ઊણપ હતી તે ઇસ્લામે પૂરી ઇસ્લામ સૌને સમાન માનતો હતો ઉપનિષદ્ વગેરેમા જોકે આ વિચાર છે પણ આપણી સામાજિક વ્યવસ્થામા આ સમાનતાનો અનુભવ થતો નહોતો, આપણે એનો વહેવારમા અમલ કર્યો નહોતો વ્યાવહારિક સમાનતાનો વિચાર ઇસ્લામની સાથે અહીં આવ્યો ઇસ્લામ આવ્યો ત્યારે અહીં અનેક જાતિઓ હતી એક જાતિ બીજી જાતિની સાથે રોટીબેટી વ્યવહાર રાખતી નહોતી આ રીતે જ્યા જુઓ ત્યા અલગ અલગ ચોકા હતા પણ ધીરે ધીરે બને સસ્કૃતિઓ નજીક આવી બંનેના ગુણોનો લાભ દેશને મળ્યો આ સબધમા જે લડાઈઝઘડા થયા, જે સઘર્ષ થયો, તેનો ઇતિહાસ આપણે જાણીએ છીએ જે લોકો અહીં આવ્યા તેમણે તલવારથી હિંદુસ્તાન જીત્યુ કે

હિંદુસ્તાનના લોકો લડાઈમા હારી ગયા એ કોઈ કહી શકે એમ નથી પણ કે લડાઈઓ થઈ તે પહેલા ફકીર લોકો અહી આવ્યા, તેઓ ગામેગામ ઘૂમ્યા અને તેમણે ઇસ્લામનો સદેશ પહોચાડ્યો હતો એ ઘટનાને માટે એ ચીજ ખૂબ આર્થિક હતી

વચગાળાના જમાનામા હિંદુસ્તાનમા ઘણા ભક્તો થઈ ગયા તેમણે જાતિભેદની વિરુદ્ધ પ્રચાર કર્યો અને એક જ પરમેશ્વરની ઉપાસના પર ભાર મૂક્યો એમા ઇસ્લામની ઘણી મોટી અસર હતી આ રીતે પહેલા જે સસ્કૃતિ દ્રવિડો અને આર્યોના આગ અગોના મિશ્રણથી વધાઈ હતી, તેમા આ નવુ રસાયણ ભળ્યુ

**પશ્ચિમની અસર**

ત્યાર બાદ આજથી લગભગ ૩૦૦ વરસ પહેલાની વાત આવે છે યુરોપના લોકોને માલૂમ પડ્યુ કે હિંદુસ્તાન મોટો સમૃદ્ધ દેશ છે અને ત્યા જવાથી લાભ થશે એ જ અરસામા યુરોપમા વિજ્ઞાનની પ્રગતિ પણ શરૂ થઈ એ લોકો હિંદુસ્તાન આવ્યા હિંદુસ્તાનમા આજ સુધી જે પ્રગતિ થઈ હતી તેમા વિજ્ઞાનની ત્રુટિ હતી એવુ નહોતુ કે વિજ્ઞાન અહી હતુ જ નહી અહી રસાયણ મોજૂદ હતુ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર મોજૂદ હતુ લોકોને રસાયણશાસ્ત્રનુ જ્ઞાન હતુ મોટા મકાન મોટા રસ્તા સારી શાળાઓ અહી બધાતા હતા એ રીતે શિલ્પવિદ્યા પણ હતી એટલે હિંદુસ્તાન એક એવો પ્રગતિશીલ દેશ હતો જ્યા એ જમાનામા વધારેમા વધારે વિજ્ઞાન મોજૂદ હતુ પણ વચગાળાના જમાનામા અહી વિજ્ઞાનની પ્રગતિ ઓછી થઈ હતી એ જમાનામા યુરોપમા વિજ્ઞાનનો આવિષ્કાર થયો અને પાશ્ચાત્ય લોકો અહી આવી પહોચ્યા પછી તેમની અને આપણી વચ્ચે સઘર્ષ શરૂ થયો તેમની સાથેનો આપણો સબધ પડ્યો અને મૈત્રી એમ બને પ્રકારના રહ્યો પછી આ મિશ્રણથી એક બીજાની સસ્કૃતિ ઉપર કાઈક મિશ્રણ તો પહેલાનુ થઈ ચૂક્યુ હતુ પછી જે જે પ્રયોગ યુરોપવાળાઓએ પોતાના દેશોમા કર્યા તેના પરિણામરૂપે ફક્ત ભૌતિક જીવનમા જ નહી સમાજશાસ્ત્ર વગેરેમા પણ પરિવર્તન થતુ અને જેમ

જેમ અંગ્રેજ, ફ્રેંચ જર્મન રશિયન વગેરે લોકોના વિચારો સાથે પરિચય થતા ગયો, તેમ તેમ ત્યાંના નવા વિચારોનો સંપર્ક પણ વધતા લાગ્યો આજે આપણે જ્યાં જઈએ છીએ ત્યાં સમાજવાદ, સામ્યવાદ વગેરેના વિચારોની વાતો સાંભળીએ છીએ આ બધા વિચારો પશ્ચિમમાંથી આવ્યા છે હવે આ બધા વિચારો વચ્ચે ઝઘડો શરૂ થયો છે એથી તેમાંથી જે સ્વરો કચરો હશે તે નીકળી જશે આપણી સંસ્કૃતિ કશું ખોશે નહીં, બલ્કે કંઈક ચોક્કસ મેળવશે જુઓને હિંદુસ્તાનમાં પશ્ચિમન વિચારોનો પ્રવાહ નિરંતર આવતો રહ્યો છે છતાં પહેલાંના જમાનામાં જેટલા આધ્યાત્મિક વિચારના મહાપુરુષો અહીં પેદા થયા હતા તેથી આ જમાનામાં ઓછા થયા નથી અત્યારે પણ સંઘર્ષ ચાલી રહ્યો છે રસાકસી થઈ રહી છે મિશ્રણ ચાલી રહ્યું છે આ જે વચ્ચેની સ્થિતિ છે તમાં અનેક પ્રકારના પરિણામો આવતાં દેખાય છે

આ મેં પ્રસ્તાવનારૂપે મારા થોડા વિચારો મૂક્યા જેથી હિંદુસ્તાનની સ્થિતિ તમે લોકો સારી પેઠે સમજી શકો

**સામ્યવાદીઓમાં વિચારનો ઉદય**

ગાંધીજી ગયા પછી મેં વિચારવા માંડ્યું કે હવે મારે શું કરવું એટલે નિરાશ્રિતોના કામમાં લાગ્યો પણ સાથે અહીંના સામ્યવાદીઓના પ્રશ્નની વાત તમાં વિચાર કરતો રહ્યો અહીંના ખૂન વગેરેના બનાવોની માહિતી મને મળતી રહેતી હતી છતાં મારા મનમાં કંઈ ગભરાટ થયો નહોતો કારણ કે માનવજીવનના વિકાસનું કાંઈક દર્શન મને થયું છે તેથી હું કહી શકું છું કે જ્યારે જ્યારે માનવજીવનમાં નવી સંસ્કૃતિ નિર્માણ થઈ છે ત્યાં ત્યારે કંઈક સંઘર્ષ પણ થયો છે ને લોહીની નીક પણ વહી છે એથી આપણે ગભરાયા વિના શાંતિથી વિચાર કરવો જોઈએ અને શાંતિમય ઉપાયો શોધવા જોઈએ

અહીં રાતોરાત મારે ફરમાને પોલીસ મોકલી છે પણ પોલીસ કંઈ વિચારક હોતી નથી તે શસ્ત્રધારી હોય છે અને શસ્ત્રના જોર પર સામાના મનમાંનો ડર છે તેથી જગતમાં વાઘને કાઢો કરવા માટે

પોલીસને મોકલવાથી કામ થાય અને તે પોલીસ વાઘનો શિકાર કરીને આપણને વાઘથી બચાવી શકે પણ આ સામ્યવાદીઓની આફત વાઘની આફત જેવી નથી, માનવોની છે તેમની પદ્ધતિ ભલે ખોટી હોય, તેમના જીવનમા કઈક વિચારનો ઉદય થયેલો છે અને જ્યા વિચારનો ઉદય થાય છે ત્યા ફક્ત પોલીસ વડે પ્રતિકાર થઈ શકતો નથી સરકાર આ વાત જાણે છે તેમ છતા પોતાનુ કર્તવ્ય સમજીને સરકારે પોલીસનો બદોબસ્ત કર્યો છે તેથી હુ તેનો વાક કાઢતો નથી

**વિચારશોધનનું મુખ્ય સાધન: ચરૈવેતિ**

હુ આ રીતે પ્રસ્તુત સવાલની બાબતમા વિચારતો હતો ત્યારે મને સૂઝ્યુ કે આ દેશમા ફરવુ જોઈએ પણ ફરવુ હોય તો કેમ ફરવુ? મોટર વગેરે સાધનો વિચારશોધક નથી, સમયબાધક છે, અતર કાપી શકે છે જ્યા વિચાર ગોધવો છે, ત્યા શાનિનુ સાધન જોઈએ જૂના જમાનામા ઊટ, ઘોડા વગેરે હતા, લોકો તેમનો ઉપયોગ પણ કરતા હતા અને ગનભરમા બસો માઈલ સુધી કાપી નાખતા હતા પરતુ શકરાચાર્ય, મહાવીર, બુદ્ધ, કબીર, ચૈતન્ય નામદેવ જેવા પુરુષો હિંદુસ્તાનમા ઘૂમ્યા અને પગપાળા ઘૂમ્યા તેમણે ઇચ્છ્યુ હોત તો ઘોડા પર કે ઊટ પર પણ ફરી શકત પરતુ તેમણે ઝડપી સાધનની મદદ ન લીધી, કારણ કે તેઓ વિચાર શોધન કરવા માગતા હતા અને વિચારશોધનને માટે સૌથી ઉત્તમ સાધન પગપાળા ફરવુ એ છે આ જમાનામા એ સાધન એટલુ સૂઝતુ નથી પણ શાતિપૂર્વક વિચાર કરીશુ તો સૂઝશે કે પગે ચાલીને ફર્યા વિના છૂટકો નથી

**વામનાવતારનો જન્મ**

આ રીતે હુ વર્ધાથી શિવરામપલ્લી આવ્યો અને ત્યાથી અહી સુધીમા આજે છ અઠવાડિયા પૂરા થાય છે આ દરમિયાન મે દરેક ગામનો વધારેમા વધારે પરિચય મેળવ્યો સામ્યવાદીઓના કામની પાછળ જે વિચાર છે, એનો સારભૂત અશ આપણે ગ્રહણ કરવો જોઈશે ને તેનો અમલ કરવો જોઈશે એ અમલ કેમ કરવો એ બાબતમા હુ

વિચાર કરતો હતો. મને કંઈક સૂઝી આવ્યું. બ્રાહ્મણ તો હું છું જ ને વામનાવતાર લઈ ભૂમિદાન માગવાનું મેં શરૂ કરી દીધું. શરૂ શરૂમાં વિચાર આવતો કે આની અસર વાતાવરણ પર શી થશે? થોડાં અમૃતબિન્દુથી આખો ખારો સમુદ્ર મીઠો કેમ થશે? પણ ધીરે ધીરે આ વિચાર ફેલાવા લાગ્યો. પરમેશ્વરે મારા શબ્દોમાં કંઈક શક્તિ મૂકી; લોકો સમજવા લાગ્યા કે આ જે કામ ચાલી રહ્યું છે, તે ક્રાંતિનું છે અને સરકારના ગજા બહારનું છે. કારણ કે આ જીવનમાં પલટો કરવાનું કામ છે.

લોકો મને જમીન આપવા લાગ્યા. એક જગ્યાએ હરિજનોએ એંશી એકર માગ્યા અને એક ભાઈએ સો એકર આપ્યા. લોકોએ મને ઘણી જમીન આપી છે, પણ મારું કામ એટલાથી પૂરું થતું નથી. આજે નલગુંડાના એક ભાઈ આવ્યા હતા. તેમણે પહેલાં પચાસ એકર આપ્યા હતા. તેમની જમીનનો કાંઈક ઝઘડો હતો, તેની પતાવટ થઈ ગઈ અને આજે બીજી પાંચસો એકર જમીન તેમણે આપી. તેમના ભાગની જમીનનો એ ચોથો ભાગ છે.

### આ દુનિયાભરનો પ્રશ્ન છે

આ રીતે વિચાર ફેલાશે ત્યારે કામ પાર પડશે. હું ઇચ્છું છું કે દરિદ્રનારાયણ જે ભૂખ્યો છે અને હવે જાગ્યો છે, તેને તમે તમારા કુટુંબનું એક અંગ સમજો અને તમારા પરિવારમાં ચાર છોકરા હોય તો આને પાંચમો ગણો. એક ભાઈની પાસે પાંચ એકર જમીન હતી. એ ભાઈ પાસે મેં જમીન માગી ત્યારે તેણે મને કહ્યું કે મારા ઘરમાં આઠ છોકરા છે મેં પૂછ્યું, જો નવમો થાય તો તેને પણ સહેશો કે નહીં? તેણે કહ્યું, 'હા.' મેં કહ્યું કે, 'એમ સમજો કે હું નવમો છું અને મને પણ કંઈક આપો.' ધારો કે દસ હજાર એકરવાળો સો એકર આપે છે. આંકડો જોવામાં ઘણો મોટો લાગે છે, પણ દાતા અને દરિદ્રનારાયણ બંનેને હિસાબે એ ઓછો છે. આ આંકડાથી હું સંતોષ માનીશ, પણ આપનારે ન માનવો જોઈએ. અહીં ભૂખમરાનો કે થોડા

લોકોના સંકટનિવારણનો સવાલ હોત અને હું દાન માગતો હોત, તો થોડું થોડું આપનાથી પણ કામ ચાલત. પરંતુ અહીં તો એક રાજકીય સવાલનો ઉકેલ કરવો છે, એક સામાજિક પ્રશ્નનો ઉકેલ કરવો છે. એ પ્રશ્ન ફક્ત આ બે જિલ્લાનો નથી, હિંદુસ્તાનનો નથી, બલકે આખી દુનિયાનો છે. અને જ્યાં એવી રાજનૈતિક અને સામાજિક ક્રાંતિ કરવાની વાત છે, ત્યાં મૂળ મનોવૃત્તિ બદલવાની જરૂર હોય છે. કોઈ નાનોશો સંકલ્પ હોત તો થોડા દાનથી કામ થાત, પરંતુ અહીં દસ હજાર એકર જમીનવાળા બે એકર આપશે તેટલાથી કામ નહીં થાય.

તેમણે દરિદ્રનારાયણને પોતાના કુટુંબનું એક અંગ સમજીને દાન કરવું જોઈએ. હું ગરીબ અને શ્રીમંત બંનેનો મિત્ર છું. મને મૈત્રીમાં જ આનંદ પડે છે. <u>જે શક્તિ મૈત્રીમાં છે, તે દ્વેષમાં નથી.</u> અનેક રાજાઓ લડાઈઓ લડીને <u>જે</u> ક્રાંતિ ન કરી શક્યા, તે બુદ્ધ, ખ્રિ., રામાનુજ વગેરે કરી શક્યા. આમનામાંથી એકએક માણસે જે કામ કર્યું છે તે અનેક રાજાઓએ મળીને કર્યું નથી. એટલે કે પ્રેમ અને વિચારની તોલે આવે એવી બીજી કોઈ શક્તિ નથી. તેથી વારંવાર સમજાવવુ પડે તોપણ હું તૈયાર છુ. બે વાર સમજાવવાથી કોઈ ન સમજ્યુ તો ત્રીજી વાર સમજાવીશ. ત્રણ વાર સમજાવવાથી ન સમજે તો ચોથી વાર સમજાવીશ અને ચાર વાર સમજાવવાથી ન સમજે તો પાંચમી વાર સમજાવીશ સમજાવવુ એ જ મારુ કામ છે. જ્યા સુધી સફળ નહીં થાઉં, ત્યાં સુધી હુ હારીશ નહીં, નિરંતર સમજાવતો રહીશ.

હુ જે ઇચ્છુ છુ તે સર્વસ્વદાનની વાત છે. જેમ પોતના કવિએ (તેલુગુ) ભાગવતમા કહ્યું છે તન્નિડદ્દુક મગિ ધર્મવત્સલતનુ દીનુ ગાવ ચિંતિર્ચુવાડુ ધર્મવત્સલતનુ, માતાપિતાની પેઠે ચિંતા કરવાની આ ઉપમા હું તમને લાગુ પાડવા માગું છુ જે પ્રેમથી માતા બાળકો માટે કામ કરે છે, ભૂખી રહીને તેમને ખવડાવે છે, તેમને માટે સર્વસ્વનો ત્યાગ કરે છે તે શક્તિ અને પ્રેમ હુ તમારી પાસેથી પ્રગટ કરાવવા ઇચ્છું છું.

## વિચારક્રાંતિને માટે ભૂમિ તૈયાર છે

આજે જેલમાં હું કૉમ્યુનિસ્ટ ભાઈઓને મળવા ગયો હતો. તેમના વિચારો જાણવા માટે. તેમની સાથે જે વાતચીત થઈ, તે બધી અહીં કહેવાની જરૂર નથી, પણ તેમણે એક સવાલ મને પૂછ્યો, "શું તમે આ શ્રીમંતોને ફરીથી તેમના ઘરમાં લઈ જઈને વસાવવા માગો છો? શું એમના દિલનું પરિવર્તન થવાનું છે? તમને એ લોકો ઠગી ગયા છે." આવો કંઈક તેમનો ભાવ હતો. ત્યાં મારે તેમની સાથે ચર્ચામાં ઊતરવું નહોતું કે તેમના દરેક પ્રશ્નનો જવાબ પણ આપવો નહોતો પણ એ વાત સાચી હોય કે દરેકના હૃદયમાં પરમેશ્વર વિરાજમાન છે, આપણા શ્વાસોચ્છ્વાસનું નિયમન તે જ કરે છે અને બધી પ્રેરણા પણ તે જ આપે છે, તો મને વિશ્વાસ છે કે પરિવર્તન જરૂર થાય. કાલાત્મા ઊભો છે અને કાલાત્મા પરિવર્તન કરવા ઇચ્છે છે તો પરિવર્તન થવાનું જ છે. મનુષ્ય ઇચ્છે કે ન ઇચ્છે પણ તે પ્રવાહમાં પડે છે ત્યારે તેની તરવાની શક્તિ એકલી તેના કામમાં આવતી નથી, પ્રવાહની શક્તિ પણ તેને કામ આવે છે. એ રીતે માણસના હૃદયમાં પરિવર્તનને માટે કાલપ્રવાહ મદદરૂપ થાય છે. આજે બધાની ભૂમિ તપેલી છે. એવી તપેલી ભૂમિ પર પ્રેમનાં બે બુંદ છાંટવાનું કામ ભગવાન મારી પાસેથી કરાવવા ઇચ્છે છે એટલે હું તે ખુશીથી કરી રહ્યો છું. હું ગરીબ પાસેથી પણ જમીન લઉં છું. એક એકરવાળા પાસેથી પણ મેં એક ગુંઠો લીધો છે. ને અડધો ગુંઠો આપત તો તે પણ લેત. લોકો પૂછે છે કે એક ગુંઠા જમીનનું હું શું કરીશ? હું કહું છું, કશો વાંધો નથી, જેણે મને એ એક ગુંઠો આપ્યો છે, તેને ટ્રસ્ટી બનાવી હું તે જમીન તેને જ સોંપી દઈશ અને કહીશ કે જે પેદાશ આમાં થાય, તે ગરીબોને આપી દેજે એક એકરવાળાને એક ગુંઠો આપવાની વૃત્તિ થાય એને જ હું વિચારક્રાંતિ કહું છું. જ્યાં વિચારક્રાંતિ થાય છે, ત્યાં જ જીવન પ્રગતિ તરફ આગળ વધે છે. अभिप्राज्यम् राज्यम् तृणमिव परित्यज्य सहसा — ઘાસના તણખલાની જેમ રાજ્યનો પરિત્યાગ કરનારા ત્યાગી આ ભૂમિમાં થઈ ગયા છે.

## જીવનપરિવર્તનની પ્રેરક પ્રક્રિયા

વિચારશક્તિને કોઈ હદ હોતી નથી એક વિચાર એક માણસને સૂઝે છે ને તેનાથી માણસના જીવનમાં ક્રાંતિ થઈ જાય છે. તમે જોયુ છે કે કેટલાક મહાપુરુષો એવા હોય છે, જેમના વિચારમાં એવી શક્તિ હોય છે કે તે બીજાના જીવનને પલટી નાખે છે તેથી વિચાર જાગ્રત કરવા માટે મે આ ગરીબ પાસેથી પણ એક ગુંઠો જમીન લીધી અને હું શ્રીમંતો પાસેથી જમીન લઈ રહ્યો છુ, ત્યા તેમના માથા પર મારો વરદ હસ્ત છે કે, "ભાઈઓ, તમારે હવે શહેરમાથી ભાગી જવાની જરૂર નથી, ક્યાં સુધી ભાગતો રહેશો?" અથવા જ્યાં મે શ્રીમંતો પાસેથી સો એકર જમીનનુ દાન લીધુ છે, ત્યા મેં તેમના મનમા એક સારો વિચાર પણ જગાડ્યો દરેક માણસના દિલમા સારાનરસા વિચારો હોય છે હવે તેના હૃદયમા એક લડાઈ શરૂ થશે એક મહાભારત યુદ્ધ શરૂ થશે

सुविज्ञान चिकितुषे जनाय
सच्चासच्च वचसी पस्पृधाते
तयोर्यत् सत्य यतरत् ऋजीय
तदित् सामोऽवति हन्ति आ असत्

—જાણનારા જાણે છે કે દરેક માણસના હૃદયમા સત્ અને અસત્‌ની લડાઈ હમેશા ચાલી રહેલી છે જે સત્ છે, તેની રક્ષા થાય છે અને જે અસત્ છે, તેનો નાશ થાય છે તેથી દાતા રોગી છે એમ માનવાનુ કારણ નથી પરતુ તેની મારફતે અન્યાયના અનેક કામો થતા રહે છે. અન્યાય વિના હજારો એકર જમીન કદી એકઠી થઈ શકે ખરી કે? એટલે કે જેમણે દાન દીધુ છે, તે શ્રીમંતોનાં જીવનમા કેટલીયે જાતના અન્યાય અને અનીતિ હોવાનો સભવ છે, પરતુ તેમના હૃદયમા પણ એક એવો ઝઘડો શરૂ થશે કે શુ અમે જે અન્યાય કર્યો તે બરાબર છે? પરમેશ્વર તેમને બુદ્ધિ આપશે ને તેઓ અન્યાય છોડી દેશે. પરિવર્તન આ રીતે ચાલ્યા કરે છે

## કાળપુરુષની પ્રેરણા

મારી સૌને વિનતી છે કે હવે આપવાનો જમાનો આ ગયો છે તમે સૌ લોકો દિલ મોકળું કરીને આપજો આપવાથી એક દૈવી સંપત્તિ નિર્માણ થાય છે ને તેની સામે આસુરી સંપત્ત ટકી શકતી નથી આસુરી સંપદ મમત્વભાવ પર આધાર રાખે છે નમત્વ જાગતી નથી દૈવી સંપદ મમત્વ પર આધાર રાખે છે દૈવી અને આસુરી સંપદનો વિરોધાભાસની આ ચાવી છે

જ્યાં દાન લઉં છું ત્યાં હું યમ થતની, હું યપરિવર્તનની ચિત્ત શુદ્ધિની માતૃવાત્સલ્યની બાતૃભાવનાની મૈત્રીની અને ગરીબોને માટે પ્રેમની આશા રાખું છું જ્યાં બીજાઓ માટેની ફિકરની ભાવના જાગે છે ત્યાં સમત્વબુદ્ધિ પ્રગટ થાય છે ને વેરભાવ ટકી શકતો નથી વેરભાવનું સ્વતંત્ર અસ્તિત્વ જ નથી પુણ્યમાં તાકાત હોય છે, પાપમાં કોઈ તાકાત હોતી નથી પ્રકાશમાં શક્તિ હોય છે અંધારામાં કોઈ શક્તિ નથી પ્રકાશનો અંધકારનો અભાવ કહી શકાય નહીં પ્રકાશ વસ્તુ છે, અંધકાર અવસ્તુ છે લાખો વર્ષોના અંધકારમાં પ્રકાશ લઈ જાઓ એક ક્ષણમાં અંધકારનું નિવારણ થશે એ જ પ્રમાણે આજે પુણ્યોદય થયો છે તેની સામે વેરભાવ ટકી શકનાર નથી આ દાન યજ્ઞ અહિંસાનો એક પ્રયોગ છે જીવનપરિવર્તનનો પ્રયોગ છે હું તો નિમિત્ત માત્ર છું તમે પણ નિમિત્તમાત્ર છો પરમેશ્વર તમારી પાસેથી અને મારી પાસેથી કામ કરાવવા ઇચ્છે છે કાળપુરુષની, પરમેશ્વરની આ પ્રેરણા છે ને તેથી હું માગું છું ત્યારે તમે લોકો આપો ને અને દિલ મોકળું રાખી આપજો લોકો એક ફૂટ જમીન માટે ઝઘડે છે ત્યાં મારા કહેવાથી લોકો સેંકડો હજારો એકર જમીન આપી દેવાને માટે તૈયાર થઈ જાય છે એ પરથી તમે સમજો કે આ પરમેશ્વરની પ્રેરણા છે એમાં સામેલ થઈ જાઓ એના વિરોધમાં ઊભા ન રહો આમાથી ભલું જ ભલું થવાનું છે

## પ્રેમ કે યુદ્ધની સમસ્યા

આજે હું ફરીથી કહું છું કે આપણે વિજ્ઞાનનો પૂરો લાભ લેવા ઇચ્છીએ છીએ આપણે વિજ્ઞાનનો પૂરો લાભ લઈએ તો આ ભૂમિને સ્વર્ગ બનાવી શકીએ. પણ પછી વિજ્ઞાનની સાથે હિંસાને નહીં પણ અહિંસાને જોડવી જોઈશે અહિંસા અને વિજ્ઞાનના મેળથી જ આ ભૂમિ સ્વર્ગ બની શકે, હિંસા અને વિજ્ઞાનના મેળથી સ્વર્ગ ન બની શકે, બલ્કે તેનો અમૂલ નાશ થઈ જાય

પહેલા લડાઈઓ નાની નાની થતી હતી જરાસંધ ને ભીમ લડ્યા, કુસ્તી થઈ, પાંડવોને રાજ્ય મળ્યુ અને આખી પ્રજા ખૂન-ખરાબીથી બચી ગઈ આ જમાનામા આવી લડાઈઓ લડવામા આવે તો એમા હિંસા થવા છતા નુકસાન ઓછુ હોવાથી આવુ દ્વંદ્વયુદ્ધ હુ મંજૂર રાખુ હિટલર અને સ્ટાલીન કુસ્તી માટે તૈયાર થઈ જાય અને નક્કી કરે કે જે હારે તે યુદ્ધ હાર્યો, અને જે જીતે તે યુદ્ધ જીત્યો, તો એ પણ હુ મંજૂર રાખીશ અને દુનિયા તે દ્વંદ્વયુદ્ધ જોવા આવે તો હુ તેને મનાઈ નહી કરુ, કારણ કે દુનિયાને એમા ખાસ નુકસાન નહી થાય પરંતુ દ્વંદ્વયુદ્ધનો જમાનો હવે વીતી ગયો છે પહેલા દ્વંદ્વયુદ્ધ થતા, પછી હજારો લોકો આપસમા લડવા લાગ્યા હજારોની લડાઈ પૂરી થઈ અને લાખો લડવા લાગ્યા તેથી પણ નિકાલ ન આવ્યો પછી શરૂ થઈ વીસ લાખ તો ત્યા પચીસ લાખ અને અહીં પચીસ તો ત્યા પચાસ લાખ આ રીતે એવો જમાનો આવ્યો કે હજારો, લાખો નહી પણ કરોડો લોકો આપસમા લડવા લાગ્યા માણસની સામે સવાલ આજે એ છે કે કા તો ટોટલ વૉર ( સર્વગ્રાસી યુદ્ધ )ની તૈયારી કરો અથવા હિંસા છોડો ને અહિંસા અપનાવો હુ સામ્યવાદીઓને એ સમજાવુ છુ કે ભાઈઓ, તમે લોકો ક્યાંક બેચાર ખૂન કરો છો, ક્યાંક બેચાર મકાન બાળો છો, ક્યાંક કંઈક ધાડ પાડો છો, રાતે બહાર આવો છો ને દિવસે પહાડોમા છુપાઈ રહો છો, પણ હવે છુપાવાનો જમાનો પૂરો થયો છે હવે એવી હરકતો ઊભી કરવાથી કશો લાભ નથી લડાઈ લડવી

હોય તો વિશ્વયુદ્ધની તૈયારી કરો અને તેની રાહ જુઓ પણ જ્યાં સુધી રોડોની સખ્યામાં હિંસા કરવાની તૈયારી નહીં કરો ત્યાં સુધી નાની નાની લડાઈઓની આ પદ્ધતિ છોડી દો અને તમને મત આપવાનો આજે અધિકાર મળ્યો છે તો લાભ લો પ્રજાને તમારા વિચારના અમન માટે જેવો વિશ્વયુદ્ધ પરિશુદ્ધ પ્રેમ એવો સવાલ મિત્રાને આપણી સામે ઊભો થયો છે

## મમત્વ છોડો

તથી પ્રેમની અહિંસાની રીત અજમાવવા માગતા હો તો આ જમીનનુ મમત્વ છોડો નહીં તો હિંસાનો એવો જમાનો આવશે કે બધી જમીન અને એ જમીન પર રહેનારા પ્રાણીઓ ખતમ થઈ જશે એમ સમજો કે ભગવાને આ સવાલ આપણી સામે ઊભો કર્યો છે માટે ભાઈઓ નિરંતર દાન આપ્યા કરો

આ ભૂમિદાન યજ્ઞની પાછળ જે તાત્વિક વિચારધારા છે તે મે તમારી આગળ મૂકી છે મે આ થોડા વિચારો એટલા માટે તમારી આગળ મૂક્યા કે આ વારંગલ કાકતિઓની રાજ્ધાની છે મોટ શહેર છે અહીં શિષ્ટ અને સભ્ય માણસોનો નિવાસ છે અને બુદ્ધિમાનો છે, છે અહીં હુ વિચાર પ્રગટ કરું તો મારો એ વિચાર જરૂર ફેલાશે

હરિજનબંધુ, ૨૨-૮-૫૧

૨

# યુગપુરુષની માગ

[સાગર મુકામે નહેલી સર્વોદય પરિષદ આગળ આપેલા વ્યાખ્યાનમાંથી]

છ માસ પહેલા મને પોતાને એવો કશો ખ્યાલ નહોતો કે જે કામને માટે આજે હુ ગામગામ, બારણેબારણે ફરુ છુ તે મારે કરવાનુ છે ને એમા પરમેશ્વર મને નિમિત્ત બનાવશે પણ પરમેશ્વરની યોજના એવી હતી કે આ કામ મને સહજ સૂઝ્યુ અને તે પ્રમાણે કાર્ય પણ થવા માડ્યુ ધીરે ધીરે એને એવુ રૂપ મળ્યુ કે જેથી લોકોની નજરમા પણ વાત વસી ગઈ કે આ એક શક્તિશાળી કાર્યક્રમ છે, અને તે આપણા દેશને માટે જ નહી આજના કાળને માટે પણ અત્યત ઉપયોગી છે આ એક યુગપુરુષની માગ છે એવી ભાવના લોકોના દિલમા પેદા થઈ તેનુ પ્રતિબિબ મારા હૃદયમા પડ્યુ પરિણામ એવુ આવ્યુ કે તેલગણની યાત્રા પૂરી કર્યા પછી ચોમાસુ વર્ધામા ગાળવા માટે હું પરધામ આવીને બેઠો અને બેઅઢી મહિના ત્યા રહીને આજે ફરીથી નીકળી પડ્યો છુ અને ફરતો ફરતો તમારા આ ગામમા આવી પહોચ્યો છુ

જે કામ મે ઉપાડ્યુ છે, તે ગરીબ લોકોની ભક્તિનુ કામ છે, શ્રીમત લોકોની ભક્તિનુ કામ છે બધા લોકોની ભક્તિ એમા થાય છે મને પોતાને વિશ્વાસ છે કે આ કાર્ય બધા લોકોના દિલમા વસી જવાનુ છે હુ જમીન માગતો ફરુ છુ કોઈ દિવસે ઓછી મળે તો એમ લાગતુ નથી કે જમીન ઓછી મળી મને એમ લાગે છે કે જે કંઈ મને મળે છે તે કેવળ પ્રસાદરૂપ છે આગળ ઉપર ખુદ ભગવાન પોતાના અનત હાથો વડે ભરી ભરીને આપવાનો છે અને જ્યારે એ અનત હાથો વડે આપવા માડશે ત્યારે મારા આ બે હાથ નકામા થશે

અને પૂરા નહીં પડે. આજે કેવળ એક વાતાવરણ તૈયાર કરવાનું કામ થઈ રહ્યું છે. પરમેશ્વરનું બળ આ કામની પાછળ છે એવો મને પ્રતિક્ષણે અનુભવ થઈ રહ્યો છે. આજના પવિત્ર દિને તેને પહેલી એ પ્રાર્થના કરું છું કે જમીન મને લોકો આપે, ન આપે, જેવી તારી ઇચ્છા હોય એમ થવા દે. પણ તારી પાસે મારી એટલી જ માગણી છે કે હું તારો દાસ છું, મારી હસ્તી મટે, મારું નામ મટે, તારું જ નામ દુનિયામાં ચાલે, તારું જ નામ રહે. બીજા પણ જે રાગદ્વેષ વગેરે વિકાર મારા મનમાં રહ્યા હોય, તે બધામાંથી તું આ બાળકને મુક્ત કર. આ સિવાય બીજી કોઈ પણ ઇચ્છા હું મારા મનમાં રાખતો હોઉં તો તારા સોગંદ છે. હું તુલસીદાસની ભાષા બોલી રહ્યો છું, પણ એ મારો આત્મા બોલી રહ્યો છે.

नहीं न सुगति सुमति संपति कछु
रिधि सिधि विपुल बडाओी ।
हेतु रहित अनुराग रामपद
वढै अनुदिन अधिकाओी ।।

મારે બીજી કોઈ ચીજની જરૂર નથી, તારા ચરણો પર સ્નેહ વધે, પ્રેમ વધે એટલે બહુ થયું.

લોકો મને પૂછે છે, તમે દિલ્હી ક્યારે પહોંચશો? હું કહું છું, મને ખબર નથી. બધું એના પર નિર્ભર છે. હવે મારી કંઈક ઉંમર પણ થઈ છે. શરીર પણ થોડું થાક્યું છે. પણ અંતરમાં આ જ વૃત્તિ છે અને રોજ એનો જ અનુભવ કરું છું. જરા પાંચ મિનિટ વિશ્રામ મળે છે. . . . થોડુંસરખું પણ એકાંત મળે છે કે મનમાં એ જ વાસના ઊઠે છે કે મારો સર્વ અહંકાર ખતમ થઈ જાઓ. આ સિવાય કોઈ પણ વિચાર મનમાં આવતો નથી. આજે પરમેશ્વરની સાથે હું કઈ ભાષા બોલી રહ્યો છું? મનુષ્યની વાણીથી શું કહી રહ્યો છું? હું બોલી રહ્યો છું કે, 'આજે ઈશ્વરની સાથે બાપુની હસ્તીનો અનુભવ હું કરી રહ્યો છું. મારા પર તેમના નિરંતર આશીર્વાદ રહ્યા

છે. હું તો સ્વભાવથી એક જંગલી જાનવર જેવો રહ્યો છું નથી મને સભ્યતાની ખબર. હું તો મોટા મોટા લોકોના સંપર્કયોગે ડરું છું પણ, આજકાલ નિઃશંક બનીને હરકોઈના ઘરમાં જાઉં છું; જેમ નારદમુનિ દેવોમા, રાક્ષસોમાં, માનવોમાં, સૌમાં ચાલ્યા જતા તેમ. તેમને ક્યાયે અપ્રવેશ નહોતો; તેવી સ્થિતિ મારી છે આ બધા બાપુના આશીર્વાદનો ચમત્કાર છે. મને વિશ્વાસ છે કે મારા આ કામથી દુનિયાના જે કોઈ ખૂણામા તેઓ બેઠા હશે ત્યાં તેમના હૃદયને સમાધાન થતું હશે. मार्गमें तारण मिले, सन्त राम दोओ, सन्त सदा सीस ऊपर राम हृदय होओ મીરાબાઈનુ આ વચન મને બરોબર લાગુ પડે છે. મને પણ માર્ગમા બે જ તારણ મળ્યા. ભગવાનની કૃપાથી એકના આશીર્વાદ મારા માથા પર રહ્યા છે ને બીજાનું સ્થાન મારા હૃદયમાં રહ્યું છે

મારા ભાઈઓ, આજે હુ કંઈક બોલી રહ્યો છુ ખરો પણ મુશ્કેલીથી બોલી શકું છુ. હું કોશિશ કરીશ ખરો કે જે કહું તે સારી રીતે કહું મને ઘણી વાર થાય છે કે હું ફરવાની સાથે સાથે કંઈક બોલું છુ, પણ એની કંઈ અસર થતી હશે ખરી કે? કાલતી જ વાત છે. એક ગામમાં અમે મુકામ કર્યો હતો, આખો દિવસ વિતાવ્યો હતો, ત્યાં મારુ એક વ્યાખ્યાન પણ થયુ. ત્યા તે વ્યાખ્યાનના પરિણામરૂપે કે ગમે તે કારણે કહો, ચાર એકર જમીન મને મળી. પછી વ્યાખ્યાન પૂરું કર્યા બાદ મારે મુકામે ગયો અને ઉપનિષદનું ચિંતન શરૂ કર્યું. આજકાલ મારી પાસે હુ ઉપનિષદ રાખુ છુ દસ મિનિટ થઈ કે એક ભાઈ આવ્યા તે ન તો મારી પ્રાર્થનામા હાજર રહ્યા હતા, ન તો તેમણે મારુ ભાષણ સાંભળ્યુ હતુ . કહેવા લાગ્યા, 'જમીન આપવા આવ્યો છુ' આ ભાઈ ૭ માઈલ દૂરથી આવ્યા હતા. પોતાની ૭ એકર જમીનમાંથી એક એકર મને આપી ગયા. મેં વિચાર્યું, 'કોની પ્રેરણાથી આ બધુ થઈ રહ્યુ છે? જ્યાં હું દિવસભર રહ્યો, ત્યાં મેં વ્યાખ્યાન કર્યું, ત્યાં ચાર એકર, અને જ્યાં મારું વ્યાખ્યાન ન થયુ,

ત્યાંથી એક ગરીબ આવે છે અને છમાંથી એક એકર આપી જાય છે!' આ થયું ન થયું ત્યાં એક બીજા ભાઈ આવ્યા. તે ઘણે દૂરથી આવ્યા હતા. બાવન એકર આપીને ચાલ્યા ગયા! મને વિચાર આવવા લાગ્યા કે લોકોના દિલમાં કઈ વાતની અસર થાય છે? માણસને શબ્દોની જરૂર શા સારુ પડવી જોઈએ? જીવન સંપૂર્ણ શુદ્ધ થઈ જાય તો એક શબ્દ પણ બોલવો ન પડે અને સંકલ્પમાત્રથી ઘેર બેઠાં કામ પાર પડે. પણ એવું શુદ્ધ જીવન પરમેશ્વર જ્યારે આપશે ત્યારે. આજે તો તે મને ફેરવી રહ્યો છે. માગવાની પ્રેરણા આપી રહ્યો છે. તેથી હું બોલું છું અને માગું છું. પણ મારા મનમાં સંદેહ નથી કે મારા માગવાથી કંઈ થવાનું નથી. જે થવાનું છે, જે થઈ રહ્યું છે, તે બધું તેની પ્રેરણાથી થઈ રહ્યું છે.

જોકે મારી ભૂખ ઘણી ઓછી છે, પણ દરિદ્રનારાયણની ભૂખ ઘણી મોટી છે. તેથી મને પૂછવામાં આવે છે કે તમારો આંકડો શો છે? કેટલી જમીન તમારે જોઈએ છે? ત્યારે હું જવાબ આપું છું, 'પાંચ કરોડ એકર.' જે જમીન ખેડાણ નીચે છે, તેની હું વાત કરી રહ્યો છું. કુટુંબમાં પાંચ ભાઈ હોય તો મને છઠ્ઠો માની લેજો. ચાર હોય તો પાંચમો. આ પ્રમાણે કુલ ખેડાણ નીચેની જમીનનો આ પાંચમો કે છઠ્ઠો ભાગ છે

આ જે કામ થઈ રહ્યું છે તે સામાન્ય દાનનું કામ નથી, ભૂદાનનું છે. આપણે કોઈને એક દિવસ ખવડાવીએ છીએ તો ઘણું પુણ્ય મળે છે. એક રોજના અન્નદાનનું આટલું મૂલ્ય હોય તો એક એકર જમીન કે જેનાથી એક માણસની આખી જિંદગી ગુજરશે ચાલી શકે તેનું કેટલું મૂલ્ય થાય? તેથી દરિદ્રનારાયણને માટે બધા લોકો તરફથી કંઈ ને કંઈ મળવું જોઈએ. આનું નામ યજ્ઞ છે. તેથી દરેક માણસને હું કહું છું કે ભાઈ મને કંઈ ને કંઈ આપો.

હિંદુસ્તાનમાં આ એક ઘણી ભારે ક્રાંતિ થવા માંડી છે. મારી નજર સામે હું એ દૃશ્ય જોઈ રહ્યો છું એક ક્રાંતિ ગરિયામાં

થઈ છે બીજી અમેરિકામા થઈ રહી છે અને ક્રાંતિઓ હુ જોઈ રહ્યો છુ અનેમાથી એક પણ હિંદુસ્તાનની પ્રકૃતિને અનુકૂળ નથી, અહીની સંસ્કૃતિને અનુકૂળ નથી હુ માનુ છુ કે હિંદુસ્તાનની પ્રકૃતિમાથી એક એવી ક્રાંતિકારી પદ્ધતિ પ્રગટ થવી જોઈએ જેનો આધાર કેવળ પ્રેમભાવ હોય લોકો પોતાની ઇચ્છાથી જમીન આપના માટે તો જોતજોતામા હિંદુસ્તાનની હવા બદલી શકાય અને હિંદુસ્તાનથી આખી દુનિયાને માટે મુક્તિનુ પ્રવેશદ્વાર ખૂલી શકે આટલી મહાન આકાંક્ષા આ યજ્ઞમા ભરી છે અને હુ જોઉ છુ કે તે સફળ થવાની છે તેથી જે કોંગ્રેસવાળા છે, સમાજવાદી છે, કિસાનમજદૂર પક્ષવાળા છે, તથા બીજા જેઓ કોઈ પક્ષમા નથી, તે સૌને મારી વિનતી છે કે ભૂદાનના આ પ્રશ્નને સમજજો અને એના પર વિચાર કરજો તમારુ મામૂલી કામ તો રાજ રોજ ચાલતુ રહેશે પણ આ કામ જરૂરી છે તે કરવુ જોઈએ એથી હિંદુસ્તાન બચી જશે એટલુ જ નહી, બીજા દેશોને પણ બચવાનો રસ્તો મળી જશે

જ્યા જાઉ છુ ત્યા લોકો મને કહે છે કે કાળા બજાર જોરમાં ચાલી રહ્યા છે, રુશવતખોરી વધી રહી છે પણ મારા દિલ પર એની કશી અસર થતી નથી હુ એમ માનવાને તૈયાર નથી કે હિંદુસ્તાનનુ હૃદય બગડી ગયુ છે હુ એ પણ માનવાને તૈયાર નથી કે શ્રીમંતોના દિલ બગડી ગયા છે આ હિંદુસ્તાનની ભૂમિ ઘણી સુજલ સુફલ, મલયજ શીતલ છે રોજ આપણે એના ગુણગાન કરીએ છીએ પણ આ એવી કોઈ મોટી સંપત્તિ નથી હિંદુસ્તાનમા જે પારમાર્થિક સંપત્તિ છે, તેની કિંમત સૌથી વધારે છે આપણા પૂર્વજોએ આટલી પારમાર્થિક સંપત્તિ આપણને વારસામા આપી છે મારુ કહેવુ એવુ છે કે દેશમા કાળા બજાર અને રુશવત ચાલી રહ્યા છે તોપણ એવુ ન હોઈ શકે કે હિંદુસ્તાનના બધા લોકો બગડી ગયા છે તેથી આપણે આ બૂરાઈનુ કારણ શોધવુ જોઈએ નિત્સેએ લખ્યુ છે કે હિંદુસ્તાન ગૉડ ઇન્ટૉક્સિકેટેડ (ઈશ્વરોન્મત્ત — ભક્તિઘેલો) મુલક છે તેથી લોકો પ્રવાહમા

પડયા ભૂલો કરી નાખે છે પણ આપણે આર્થિક વ્યવસ્થા બદલી શકીએ તો તમે જોશો કે હિંદુસ્તાનના લોકો આખી દુનિયામા એ- આદર્શ રજૂ કરી શકે એમ છે

તેથી, ગાધીજી પછી સર્વોદયના સિદ્ધાતમા માનનારા અમે કેટલાક માણસોએ એક સમાજ રચ્યો છે, જેમા કોઈ કોઈનો દ્વેષ કરતુ નથી બધા સૌ પર પ્રેમભાવ રાખે છે કોઈ કોઈનુ શોષણ કરતુ નથી મને વિશ્વાસ છે કે આપણે શોષણરહિત સમાજ નિર્માણ કરી શકીશુ કે તરત જ હિંદુસ્તાનના લોકોની પ્રતિભા પ્રગટ થયા વિના રહેવાની નથી તેથી સર્વોદયવાળાઓએ નિશ્ચય કર્યો છે કે આ સમાજરચના આપણે બદલી નાખીશું મારો આમા વિશ્વાસ છે, નહી તો મારામાં આ રીતે ખુલ્લા દિલથી જમીન માગવાની હિમત ન આવત હું જાણુ છુ કે જેટલી મારી યોગ્યતા છે, તેનાથી વધારે ફળ ઈશ્વરે મને આપ્યુ છે. મારી જરા પણ ફરિયાદ નથી કે ફળ ઓછુ ગળ્યુ તેથી મારુ કામ લોકોને મારા વિચારો સમજાવવાનુ છે બીજુ નથી

હરિજનબંધુ २७–१०–'५१

## ३

## ભૂદાનયજ્ઞની હિલચાલ

[ દિલ્હી અને આસપાસના ગામોમા વિનોબાએ કરેલા પ્રવચનોમાથી કેટલાક મહત્ત્વના ભાગ ઘટતા સુધારાવધારા કરીને નીચે ઉતાર્યા છે મવિસ્તર અહેવાલો દિલ્હીના *હિંદુસ્તાન ટાઈમ્સ* અને *હિંદુસ્તાન*ના १३ થી २५મી નવેમ્બર '५१ના અકોમા પ્રગટ થયા છે ]

### ભૂદાનયજ્ઞની આધ્યાત્મિક અને નૈતિક ભૂમિકા

આ ભૂદાનયજ્ઞ એક અહિંસાનો પ્રયોગ છે, જીવનપરિવર્તનનો પ્રયોગ છે. હું તો નિમિત્તમાત્ર છુ તમે પણ નિમિત્તમાત્ર છો પરમેશ્વર તમારી પાસેથી અને મારી પાસેથી આ કામ કરાવવા માગે છે આ

કાળપુરુષની, પરમેશ્વરની પ્રેરણા છે ને તેથી હું માગું છું ત્યારે તમે લોકો આપજો, દિલ મોકળું કરીને આપજો. જ્યાં લોકો એક ફૂટ જમીનને માટે ઝઘડે છે ત્યાં મારા કહેવાથી લોકો સેંકડો, હજારો એકર જમીન આપવાને માટે તૈયાર થઈ જાય છે, તો સમજો કે આ પરમેશ્વરની પ્રેરણા છે અને તેમાં સામેલ થઈ જાઓ, તેના વિરોધમાં ઊભા ન રહો. આમાંથી સૌ કોઈનું ખૂબ ભલું થવાનું છે.

હું ગરીબ અને શ્રીમંત સૌનો મિત્ર છું. મને મૈત્રીમાં જ આનંદ આવે છે. જે શક્તિ મૈત્રીમાં છે, તે દ્વેષમાં નથી. અનેક રાજાઓ લડાઈઓ લડીને જે ક્રાંતિ ન કરી શક્યા, તે બુદ્ધ, ક્રિસ્ત, રામાનુજ વગેરેએ કરી. હું જે ઇચ્છું છું તે સર્વસ્વદાનની વાત છે.

હું ઇચ્છું છું કે દરિદ્રનારાયણને તમે તમારા કુટુંબનું એક અંગ સમજો અને તમારા પરિવારમાં ચાર છોકરા હોય તો આને પાંચમો માની લો. (हिंदुस्तान टाइम्स, ૧૩–૧૧–'૫૧ તથા हरिजनबंधु, ૨૨–૯–'૫૧)

આજે માણસના જીવનનું પરમતત્ત્વ સ્પર્ધા બની ગયું છે. તેનો અર્થ એ કે લાયક, બળવાન ટકે અને લાયકાત વગરના, કમજોર ખલાસ થઈ જાય. એવી આજે ભગવતી દેવી સ્પર્ધાની ઉપાસના થઈ રહી છે. પરંતુ હું જે આધાર પર સમાજનો પાયો માંડવા ઇચ્છું છું તે સ્પર્ધાનો નહીં પણ સહકારનો છે.

જેમ ચાર ભાઈઓની મા હોય તેનો બધા પર પ્રેમ હોય છે, તે પ્રમાણે ભૂમિ સૌની છે, કોઈ એકની નથી. એક ગામની ભૂમિ એ ગામમાં રહેનારાં બેચારની નહીં, બધાં માણસોની છે. એ કેવી વાત કે થોડા લોકોની પાસે ઘણી જમીન રહે અને ઝાઝા લોકો જમીન વિનાના હોય? કાયદાનાં કાગળિયાં દિલના ટુકડા કરી રહ્યાં છે. તેથી હું કહું છું કે કાયદાનાં કાગળિયાં હોળીમાં જલાવી દો. નહીં તો સમાજ કદી ઉન્નત થવાનો નથી. (हिंदुस्तान, ૧૩–૧૧–'૫૧)

હું ભિક્ષાના રૂપમાં જમીન લેવા ઇચ્છતો નથી. ભિક્ષા તરીકે લઉં તો આર્થિક વ્યવસ્થા બદલવાની ઇચ્છા પૂરી નહીં થાય. એક

દિવસ મને સમજાયું કે હવે વામન અવતાર પ્રગટ થયો છે. તે ત્રણ પગલાં જમીન માગી રહ્યો છે. પહેલું પગલું એ કે લોકો દરિદ્રનારાયણને પોતાનો પુત્ર સમજી ભૂમિહીનોને માટે દાન આપે; બીજું પગલું એ કે લોકો ગરીબોની સેવામાં વળગી જાય અને ત્રીજું પગલું એ હશે કે ગરીબોની સેવા કરતાં કરતાં સ્વેચ્છાથી ગરીબ બનવું. સ્વેચ્છાએ આટલું કરી શકશો તો બળિરાજાના જેવું બળિદાન થશે અને હિંદુસ્તાનની સમસ્યાનો ઉકેલ નીકળશે. ઝાંસી જિલ્લાના બે ભાઈઓએ તારથી ૫૭૦ એકરનું ભૂમિદાન આપ્યું છે. આ પ્રમાણે એમની જેમ આ સદ્ભાવના બધે ફેલાઈ જાય તો કામ પરિપૂર્ણ થાય. (હિંદુસ્તાન, ૧૫–૧૧–'૫૧)

હું જાણું છું કે કામ કઠણ છે. સહેલું સમજીને મેં આ ઉપાડયું નથી. આ એવું કઠણ છે કે મારા એકલાની બુદ્ધિથી હું એ ઉપાડી શકત નહીં. પણ તે સહેજે મારી પાસે આવ્યું છે તેથી હું એને ઈશ્વરનો આદેશ માનું છું. જે શક્તિએ આ કામ આપણી સામે પેશ કર્યું છે, તે જ શક્તિ તેની પૂર્તિને માટે જરૂરી બળ મેળવી આપશે. આ નિષ્ઠાથી, શ્રદ્ધાથી, અત્યંત નમ્ર થઈને મેં આ કામ ઉપાડયું છે અને હું આમાં સર્વોદયમાં માનનારા એકેએક જણ પાસેથી સહાનુભૂતિ અને સહકાર ઇચ્છું છું. (હિંદુસ્તાન, ૧૯–૧૧–'૫૧)

## ઐતિહાસિક આવશ્યકતા

જેમની પાસે ભૂમિ છે, તેમની પાસેથી સ્વેચ્છાપૂર્વક જમીન લઈને ભૂમિહીનોને આપવાની કોશિશ ઇતિહાસના પ્રવાહની વિરુદ્ધ છે એમ માનવાને હું તૈયાર નથી. તમારે સમજવું જોઈએ કે ઇતિહાસમાં જે વાત બની છે, તેથી જુદી વાત પણ બની શકે છે. રશિયાની ક્રાંતિ જેવી કોઈ ઘટના પહેલાં બની નહોતી, પણ તે બની. એ પ્રમાણે આ પણ બની શકે. એ ગમે તે હો, હું એમ માનું છું કે જે કંઈ હું કરી રહ્યો છું, તે ઇતિહાસના પ્રવાહથી વિરુદ્ધ નથી; બલકે એ ઐતિહાસિક આવશ્યકતા છે, જમાનાની માગણી છે.

મારો ઉદ્દેશ ક્રાંતિ ટાળવાનો નથી હુ હિંસક ક્રાંતિ અટકાવવા માગુ છુ અને અહિંસક ક્રાંતિ કરવા માગુ છુ આપણા દેશના ભાવિ સુખશાંતિ જમીનના પ્રશ્નના શાંતિમય ઉકેલ પર આધાર રાખે છે મારી કોશિશ એવી હવા પેદા કરવાની છે કે જેમા બંધારણની મર્યાદાઓ ફેરવી શકાય હુ જમીનદારોને એમ સમજાવવા ઇચ્છુ છુ કે તેમને પૂરો બદલો મળી શકે નહી, જેટલાની જરૂર હોય તેટલો જ લઈને તેમણે સંતોષ માનવો જોઈએ

(એક પત્રકારે પૂછ્યુ બંધારણમા સુધારો કેમ ન કરવો ?)

તે માટે આપણને જમીનદારોનો નૈતિક ટેકો જોઈએ લોકો પર કાયદો બળજબરીથી લાદવો ન જોઈએ કાયદામાં જમીનદારોની પણ સંમતિ જોઈએ

(એ બીજા પત્રકારે કહ્યુ પ્રચલિત વ્યવસ્થામા જેમનુ હિત છે, તેમની એવી મનોવૃત્તિ ન જ હોય કે પોતાની મેળે પોતાનો અંત આણે )

વિનોબાએ કહ્યુ મનોવૃત્તિ વિષેનો આ વિચાર સાચો નથી જમીનવાળા પોતાની જમીન સ્વેચ્છાથી નહી છોડે અને જમીનસુધારાના કાર્ય ને માટે અનુકૂળ વાતાવરણ પણ ન કેળવાય તો ત્રીજો માર્ગ લોહિયાળ ક્રાંતિનો છે મારી કોશિશ આ હિંસક ક્રાંતિ રોકવાની છે, અને તેલંગણ તથા ઉત્તર પ્રદેશના મારા અનુભવ પરથી શાંતિમય ઉપાયોની સફળતામા મારા વિશ્વાસ વધુ દૃઢ થયો છે હવા પ્રકાશ અને પાણીની જેમ ભૂમિ પણ ભગવાનની આપેલી છે, અને ભૂમિહીનોની વતી તેમને માટે હુ જે માગુ છુ તે કેવળ ન્યાય છે જરાયે વધારે નથી ( हिंदुस्तान टाइम्स, ૧૫-૧૧-૫૧ )

✓ લોકો પૂછે છે કે તમે આ રીતે કેટલી જમીન ઇચ્છો છો ? હુ કહુ છુ કે પાંચ કરોડ એકર મે હિસાબ કર્યો છે કે દેશમા ત્રીસ કરોડ એકર ખેડવા લાયક જમીન છે જો સરેરાશ પાંચ માણસનુ કુટુબ ગણીએ તો દરિદ્રનારાયણને કુટુબમા છઠ્ઠો માનીએ આ રીતે પાંચ કરોડ એકર જમીન મળે તો કામ પાર પડે

આ ગતિએ જમીન મળે તો આટલી ભૂમિ એકઠી કરવામાં ઘણાં વરસ જાય. પણ હું સમજું છું કે હવે દિન પ્રતિદિન વધારે ઝડપથી જમીન મળશે.

હું જમીનની ભીખ માગતો નથી, દરિદ્રનારાયણનો હક માગું છું અને દીક્ષા આપું છું. આ વાત લોકોએ સમજવી જોઈએ. શાંતિપૂર્ણ ઉપાયોથી એવું વાતાવરણ કેળવાય અને લોકો એમ માને કે ભૂમિહીનોને જમીન મળવી જોઈએ પણ મોહથી ન આપે તો જમીનનો જે સૌથી મોટો કોયડો છે, તેનો કાયદાથી સરળતાથી ઉકેલ થઈ શકે. પણ એવું વાતાવરણ નહીં થાય તો ભૂમિના સવાલનો ખૂનખાર ક્રાંતિથી ઉકેલ નીકળશે. પણ મને આશા છે કે ગાંધીજીનો અહિંસાત્મક ઉપાય અવશ્ય સફળ થશે. (હિંદુસ્તાન, ૧૫–૧૧–'૫૧)

### ભૂદાનયજ્ઞની મર્યાદાઓ

કાલે એક ભાઈ તેમની પત્ની સાથે મારી પાસે આવ્યા હતા. દૂરથી મધ્ય પ્રદેશથી આવ્યા હતા. તેમની પાસે પચાસ એકર જમીન હતી તેનું દાન કરવાને આવ્યા હતા. નંબર, નકશો લઈને આવ્યા હતા. કહેવા લાગ્યા, હું મારી બધી જમીન આપવા ઇચ્છું છું. મેં તેમને પૂછ્યું, તમે બીજો કોઈ ધંધો કરો છો? આજીવિકા માટે બીજું કોઈ સાધન છે? તેમણે જવાબ આપ્યો, ના. મેં તેમને કહ્યું, તેમાંથી થોડો ભાગ આપો. તેમણે કહ્યું, તમારી ઇચ્છા મુજબ રાખો. તેમને ત્રણ છોકરા છે. હું ચોથો થયો. ૧૨½ એકર જમીન લીધી. બાકીની તેમની પાસે રહેવા દીધી. મને કોઈ પૂછી શકે કે તેની પાસે પચાસ એકર જમીન ન હોત પણ ૩૭½ એકર હોત તો શું હું કંઈ ન લેત? મારો જવાબ એ છે કે તેની પાસેથી પણ પ્રેમથી દસબાર એકર જમીન લેત. એવી રીતે લીધી છે પણ ખરી. પછી તેની પાસે પચીસ એકર જમીન બચત. બીજો કોઈ ધંધો ન હોય તોયે એટલી જમીનથી જીવનનિર્વાહ ચાલી શકે. આ તો શું, પણ મેં એક એકર જમીનવાળો ખેડૂત, જેની પાસે બીજો ધંધોયે નહોતો, તેની પાસેથીયે

અડધો એકર જમીન લીધી છે. મને કોઈ પૂછી શકે કે પચાસ એકર જમીનવાળા પાસેથી ચોથા ભાગની જમીન લઈને હું કેમ સંતોષ લઉં છું?

તમે એમ ધારો કે તમારા કુટુંબમાં ચાર માણસો છે. તો આને ચોથો સમજો. તે દેખાતો નથી, અવ્યક્ત છે. ચોથો થોડી શક્તિવાળો છે, માટે તેને વધારે ભાગ આપવો જોઈશે. વીસ એકરવાળા પાસેથી પાંચ એકર લઉં છું. પચાસવાળા પાસેથી સાડા બાર અને પાંચવાળા પાસેથી અડધો એકર લઉં છું. કોઈ આને અંગે પણ મને કહી શકે. મારું કામ પણ સારી રીતે ચાલી રહ્યું છે. જમીનનો આર્થિક એકમ કેવડો હોવો જોઈએ? કોની પાસે કેટલી જમીન હોવી જોઈએ? હું એટલું જ કહી શકું કે આ મારું કામ નથી. મારું કામ પારમાર્થિક કાર્ય કરવાનું છે. દેશબંધુ ગુપ્ત આજે જતા રહ્યા, તો કાલે હું નહીં જાઉં એની ખાતરી નથી. આ કોઈ કઠણ સવાલ નથી. હું ઇચ્છું છું કે દેશના અગત્યના સવાલનો ઉકેલ થઈ જવા દો. રામ આવ્યા, લોકસંગ્રહ કર્યો, તોપણ લોકસંગ્રહનું કામ બાકી રહ્યું. કૃષ્ણ આવ્યા, લોકસંગ્રહ કર્યો, તોપણ લોકસંગ્રહનું કામ બાકી રહ્યું. તેથી આપણે એવું કામ કરવું જોઈએ કે જે આપણે કરી શકીએ. હું નિમિત્ત બનીને મારું કામ કરી રહ્યો છું.

મારી ઇચ્છા પારમાર્થિક વાતાવરણ પેદા કરવાની છે. એટલે કે સાચી હવા પેદા કરવી એ જ સાચું અર્થશાસ્ત્ર છે. જે લોકો ખોટું અર્થશાસ્ત્ર શીખ્યા છે, તેમને હું સમજાવવા માગું છું કે તેઓ બરોબર સમજે તો પોતે મહાદેવ બનશે અને મારા પ્રચારક થશે. મેં મારા પ્રચારને માટે કોઈ સંસ્થા કાઢી નથી. જેને મારા વિચાર પસંદ પડે છે તેઓ પ્રચારક બની જાય છે

અગ્નિ એમ વિચાર કરતો નથી કે હું ચૂલામાં સળગું છું, પરંતુ ઉપર કોઈ વાસણ મૂકનારું નથી! કોઈ વાસણ મૂકશે તો તેમાં પાણી કોણ રેડશે? કોઈ પાણી રેડશે તો ચોખા કોણ ઓરશે? વગેરે.

અગ્નિ વિચાર કરે છે કે હું સળગું છું. જેણે મને સળગવાની બુદ્ધિ આપી છે, તે કોઈકને વાસણ મૂકવાની બુદ્ધિ જરૂર આપશે. સૂર્યનારાયણ વિચારવા બેસતા નથી કે મારો ઉદય થતાં કોણ ઊંઘતું રહે છે, અને કોણ જાગે છે ને પોતાનું કામ કરે છે? સૂર્યનાં કિરણો, જેનાં બારણાં ખુલ્લાં હોય છે તેને ત્યાં જાય છે. કોઈનાં બારણાં બંધ હોય તો દરવાજો ખોલીને પેસવા જતાં નથી. થોડાં ખુલ્લાં હોય તો થોડાં અંદર જાય છે. પૂરાં ખુલ્લાં હોય તો પૂરાં અંદર જાય છે. આ પ્રમાણે તે સેવાની મર્યાદા જાણે છે. હું પણ મારી મર્યાદા સમજું છું.

હું મનુષ્યના હૃદયનું પરિવર્તન ઇચ્છું છું. લોકો પૂછે છે, શું આ રીતે પરિવર્તન થશે? હું જોષી નથી, તેથી શું થશે, શું નહીં થાય એ કહી શકતો નથી. પણ આ પ્રમાણે થાય તો દેશનું કલ્યાણ થશે એમ હું માનું છું. જેની પાસે થોડી જમીન છે અને તેને કંઈક આપવાની ઇચ્છા છે તો તેનો સ્વીકાર કરવો એને મારું કર્તવ્ય સમજું છું.

આ રીતે માણસો શા માટે જમીન નહીં આપે એ હું સમજી શકતો નથી. અમે માણસોને સમજાવી ન શકીએ તે વાત જુદી છે, પરંતુ લોકોને આ વાત સમજાવવી જોઈએ.

હું માનું છું કે સમજાવવાથી લોકો સમજશે, કારણ કે તેઓ જડ નથી. તેઓ માણસ છે, હું પણ માણસ છું. સમજાવવાથી તેઓ સમજશે કે આ નહીં થાય તો આજના સમાજને માથે મોટો ભય છે. થોડાક લોકોને આ વાત સમજતાં વાર લાગશે. પરંતુ પરમેશ્વરની મરજીથી આ કામ જરૂર પાર પડશે એમ હું માનું છું. તેના આધાર પર સમાજમાં શું પરિવર્તન થવું જોઈએ તેનો વિચાર હું નથી કરતો. તે કામ સમાજ કરશે. મારું કામ નૈતિક હવા પેદા કરવાનું છે. આટલું કરીને મારે સંતોષ માનવો જોઈએ. (हिंदुस्तान, ૨૩–૧૧–'૫૧)

### દાનપત્રની વિધિ

કલકત્તાના એક વર્તમાનપત્રે શંકા ઉઠાવી છે કે વિનોબા ભૂમિદાન લે છે ખરા, પણ કાંઈ લેખિતવાર કે કાયદેસર કાગળિયાં કરે

છે ? નહી ? હજારો એકર જમીનનુ નામ મળે અને હાથમા કઈ ન આવે એવુ ન થવુ જોઈએ

આ ભાઈના સમાધાન માટે હુ એટલુ કહી દઉ કે દાનપત્ર ગામદેમર ભરાવવામા આવે છે તેમા બે સાક્ષીઓની સહી લેવાય છે છતા કોઈ ભાઈને લાગે કે તેણે દબાણથી દાનપત્ર ભર્યું છે અથવા દાન આપનારને સમાધાન ન થાય તો તે રદ કરવાને હુ પોતે જ દાનપત્ર ફાડી નાખુ છુ

આ બધુ હું શુ કરી રહ્યો છુ ? મારો ઉદ્દેશ શો છે ? હુ પરિવર્તન ઇચ્છુ છુ પ્રથમ હૃદયપરિવર્તન પછી જીવનપરિવર્તન ત્યાર બાદ સમાજરચનામા પરિવર્તન લાવવા ઇચ્છુ છુ આ રીતે ત્રિવિધ પરિવર્તન ક્રાન્તિ મારા મનમા છે કોઈ પણ પ્રકારના લોભ કે લાલચ કે દબાણથી હુ આ દાન મેળવવાનો નથી કોઈ રીતે લોકોને નારાજ કરીને પણ જમીન લેવી એ મારુ કામ નથી તે માટે ઘણા શૂર પરાક્રમી લોક પડ્યા છે તે કામ મારે હાથે ન થઈ શકે (हिंदुस्तान ૨૧ ૧૧–૫૧)

જમીનવહેંચણીની વ્યવસ્થા

જે દાનમા એકઠી થયેલી જમીનને માટે એ ભૂમિદાન સમિતિની રચના કરવામા આવે છે તે જમીનની વહેચણી કરવાનુ કામ કરે છે અને નવી જમીન લે છે

જમીન જે ગામમા મળે છે તે જ ગામના ભૂમિહીનોને ઘણુંખરુ આપવામા આવે છે

સમિતિના સભ્યો જે ગામમા જમીનની વહેંચણી કરવાની હશે તે ગામમા જશે અને બધા ગામવાળાઓની હાજરીમા યોગ્ય વ્યક્તિને જમીન આપશે જેમને ખેતીનો અનુભવ છે જેમને જીવનનિર્વાહનુ બીજુ સાધન નથી અને જેમને વિષે ગામવાળાઓને વિશ્વાસ હોય કે તે ભૂમિમાતાની સારી રીતે સેવા કરશે એવા ભૂમિહીનોને પહેલા જમીન આપવામા આવશે ભૂમિહીન હરિજનો અને બીજી પછાત કોમોના ખાસ ધ્યાન રાખવામા આવશે જેમ કન્યાનો વિવાહ સૌની સાક્ષીમા થાય છે

તેમ આ ભૂમિદાન સમારંભ સૌને સાક્ષી રાખીને થશે. લગ્નમાં કન્યાને જેમ વસ્ત્ર, આભૂષણ અને ઘરેણાંનું દાન આપવામાં આવે છે, તે પ્રમાણે જમીન ઉપરાંત ખેડૂતની બીજી જરૂરિયાતો જેવી કે બળદની જોડ, બી વગેરેનો ખ્યાલ રાખવામાં આવશે. કાર્યકર્તાઓની સાથે મહેસૂલ ખાતાનાં સરકારી નોકરો પણ જાય છે. તે લોકો દાનપત્રની નોંધણી તેમ જ બીજી કાયદાને લગતી વિધિઓ પૂરી કરે છે. આમ, કાલ સુધી જે ભૂમિહીન હતો તે આજે ભૂમિનો માલિક બનીને ઘેર જાય છે, અને સ્વાભિમાનની નવી જિંદગીનો આરંભ કરે છે.

હૈદરાબાદમાં જમીનવહેંચણીનું કામ શરૂ થઈ ગયું છે. ત્યાંની સરકારે આ માટે ઘણા સરળ નિયમો બનાવ્યા છે. તે નિયમ પ્રમાણે ભૂમિનું દાન કરનાર રાજીનામું લખી આપે છે. રાજીનામું તહસીલદારની આગળ રજૂ થાય છે. તહસીલદાર તપાસ કરે છે કે તે જમીનનું સરકારનું મહેસૂલ બાકી છે કે નથી, તેના પર બીજો કોઈ બોજો છે કે નથી. આ તપાસ કર્યા પછી તહસીલદાર એ રાજીનામું મંજૂર કરે છે, અને પછી જમીન સરકારના કબજામાં આવે છે. ત્યાર બાદ (મેં નીમેલી) સમિતિના માણસો જેમને પસંદ કરે તેમને જમીન આપવામાં આવે છે. જમીન આપવામાં આવે છે, ત્યારે દાનની સાથે શરત રાખવામાં આવે છે કે ગામમાં સહકારી મંડળી સ્થપાય તો જમીન મેળવનારે તેમાં જોડાઈ જવું. બીજી શરત એવી હોય છે કે તે દસ વરસ સુધી જમીન વેચી નહીં શકે. દાનમાં અપાયેલી જમીન ખેડવા લાયક પણ પડતર હોય અને ખેડૂત તેને બે સાલની અંદર ખેડવા લાયક બનાવી તેમાં ખેતી કરે તો પહેલાં ત્રણ વરસ માટે સરકાર તેના પર મહેસૂલ નહીં લે અને નોંધણી, સ્ટાંપ વગેરેનું ખર્ચ આપવું નહીં પડે.

બીજાં રાજ્યો પણ સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે સુધારાવધારા સાથે આવા નિયમો કરશે એવી આશા છે.

હૈદરાબાદમાં ભૂદાન સમિતિએ એવો નિર્ણય કર્યો છે કે કુટુંબદીઠ એક એકર પીયતની જમીન આપવી અને ખુશ્કી હોય તો કુટુંબનાં માણસો

પ્રમાણે માણસદીઠ એક એકર આપવી; પણ કુલ ૭ એકરથી વધારે ન આપવી. મધ્ય પ્રદેશમાં પણ જમીનવહેંચણી આ પ્રમાણે થશે. વિંધ્ય પ્રદેશમાં કદાચ વધારે જમીન આપવી પડશે અને ઉત્તર પ્રદેશમાં ઓછી, કારણ કે ત્યાં ખેડૂતોનાં ખેતરોની સરેરાશ જમીન ઓછી છે. પરંતુ આ બાબતમાં હજુ આખરી નિર્ણય થયો નથી. (હિંદુસ્તાન ટાઈમ્સ, ૧૪-૧૧-'૫૧)

### આક્ષેપોના જવાબ

સવારે એક ભાઈ આવ્યા અને ઘણા ઉત્સાહથી કહેવા લાગ્યા કે તમારો કાર્યક્રમ સારો છે, પણ ક્યારે પૂરો થશે એ કહી ન શકાય. કાયદાથી જલદી પૂરો થઈ શકે ને થવો જોઈએ. મેં કહ્યું, મારી યોજના અહિંસાની યોજના છે. અહિંસાની યોજનામાં કાયદો આવી જ ન શકે એવું નથી. પણ પહેલાં લોકમન કેળવાવો જોઈએ. તે માટે પહેલાં હવા પેદા કરવી જોઈએ અને ભલે થોડા માણસો વિરોધ કરે છતાં એકંદરે બહુજનસમાજની હાર્દિક સંમતિ મળી જાય તો કાયદાની મદદ લઈ શકાય. આ બધું મારી યોજનામાં છે. કાયદો તો સામ્યવાદી (કોમ્યુનિસ્ટ) પણ માગે છે. તેમની યોજનામાં પણ કાયદો હોય છે, પણ આરંભ કતલથી થાય છે, અને કાયદો પછી આવે છે. તેથી એ કાયદાને પણ કતલનો રંગ ચડી જાય છે. મારું કામ પણ કાયદાથી સમાપ્ત થશે. પણ આરંભ કરુણાથી થાય છે, લોકોને બધી વાત શાંતિથી સમજાવવામાં આવે છે. જ્યારે લોકો માન્ય કરે કે જે વાત કહેવામાં આવે છે તેમાં ન્યાય છે અને આજની પરિસ્થિતિમાં જે અન્યાય છે, તેનો બચાવ કરી શકાય એવો નથી, ત્યારે મારું કામ પૂરું થશે. આ પ્રમાણે આ કામ કરુણાથી શરૂ થાય છે અને અહિંસાની પદ્ધતિથી ચાલે છે. જ્યારે વાતાવરણ કેળવાય છે, ત્યારે કાયદો મદદમાં આવે છે.

હું ઘણી વાર કહી ચૂક્યો છું કે જેમ હવા, પાણી ને અજવાળું ઈશ્વરની બક્ષિસ છે અને એમાં કશો ભેદભાવ કરવામાં આવતો નથી,

તેમ જમીન પણ ઈશ્વરની બક્ષિસ છે આ વિચાર હિંદીના મહા વિ મૈથિલીશરણ ગુપ્તે એક કવિતામા બહુ સારી રીતે વ્યક્ત કર્યો છે (એ કવિતા લેખને છેડે આપી છે )

કેટલાક લોકો કહે છે કે મારી યોજના પહેલા દાનની યોજના હતી અને હવે હુ હકની વાત કરુ છુ પણ વાત એમ નથી હુ પહેલેથી જ ન્યાય અને હકના પાયા પર વાત કરી રહ્યો છુ ન્યાય એટલે માનુષી ન્યાય નહી, ઈશ્વરી ન્યાય મે સ્વરાજ્યશાસ્ત્ર નામે એક નાની ચોપડી લખી છે તેમા આ વાત સ્પષ્ટ કરી છે વીસ વરસ પહેલા જેનમા મે મારા ગુરુજીને કહ્યુ હતુ કે આપણે હવેથી જમીનની વહેચણી કરવી જોઈશે મને યાદ નહોતુ રહ્યુ કે વીસ વરસ પહેલા મે આ વાત તેમને કહી હતી પણ કિશોરલાલભાઈએ યાદ દેવડાવ્યુ કે મારા ગુરુજીએ આ વાત લખી રાખી છે

એક ક્રાન્તિ એવો હોય છે જે જબરદસ્તી અને હિંસાનો પ્રતિનિધિ હોય છે, અને બીજો અહિંસાનો હોય છે હુ બીજી જાતના કાયદાને માટે ભૂમિકા તૈયાર કરી રહ્યો છુ એવા કામમા આરભમા પ્રચારની ગતિ ધીમી હોય છે અહિંસાની પદ્ધતિમા એમ જ હોય પણ જોતજોતામા હવામા વાત ફેલાઈ જાય છે એમ તો વાત ફેલ ગઈ, જાનન મન મોઈ' વાળી વાત બને છે અને જ્યારે વાત ફેલાઈ જાય છે ત્યારે કામ પાર પાડવામા વાર લાગતી નથી આપણે સૌ કામ કરવા મડી જઈએ તો આ કામમા પાચપચાસ વરસ લાગવાના નથી એ સાલમા પણ એ થઈ શકે આપણો પુરુષાર્થ આપણી સમજાવવાની શક્તિ આપણી ત્યાગશક્તિ એ બધાની અસર થાય છે સમજાવવાથી જેટલી સરળતાથી કામ થાય છે તેટલી સરળતાથી દબાણથી થતુ નથી હુ ઘણી વાર કહી ચૂક્યો છુ કે દબાણથી મારે કોઈ દાન જોઈતુ નથી મારે ક્લુષિત દાન નહી, શુદ્ધ દાન જોઈએ છે કારણ કે મને પૂરો વિશ્વાસ છે કે આપણે કોઈનુ બૂરુ ન કરીએ, સૌનુ ભલુ ઇચ્છીએ સ્વાર્થ ન જોઈએ અને સર્વો મતી દૃષ્ટિથી જોઈએ તો આપણુ મન ધાર્યા કરતા વહેતુ થયા વગર રહેવાન નથી

આજે જે કાયદો છે, તે બંધારણ પ્રમાણે એટલું જ કરી શકે કે વળતર આપીને જમીન લઈ શકે જે કાયદો છે, તે ઠીક છે, પણ અહિંસાની પદ્ધતિમાં એવું નથી કે વળતરના અધિકારીએ વળતર લેવુ જ જોઈએ, અને આપનારાએ આપવુ જ જોઈએ એમા તો એમ છે કે જે મોટા જમીનદાર, માલગુજાર અને ખેડૂતો આપણા ભાઈઓ છે, તેમનુ કામ ચાલવું જોઈએ અને ગરીબોને ન્યાય પણ મળવો જોઈએ જો કોઈ દસ હજાર એકરવાળા ભાઈને વળતર આપવામા ન આવે તો તેને હિંસા ન કહી શકાય હુ મોટા ખેડૂતો, જમીનદારો ને માલગુજારોને એટલું સમજાવવાનો વિશ્વાસ રાખું છુ કે બરોબર હિસાબ પ્રમાણે વળતર લેવુ જરૂરી નથી, જેટલુ જરૂરી હોય એટલુ લો તેથી હુ વળતરનુ પણ દાન લઉ છુ કારણ કે પરમેશ્વરની સૃષ્ટિમા જે જાતની ક્ષમતા છે, તેનું હુ પાલન કરુ છુ હુ ભૂમિહીનોને જમીન આપવા ઇચ્છુ છુ મારી છેલ્લી આકાક્ષા એ છે કે દરેક ગામ એકએક કુટુબ બને, બધા મળીને જમીન ખેડે, ઉગાડે, અને ખાયપીએ અને રહે હુ ઇચ્છુ છુ કે દરેક ગામ ગોકુળ બને છેવટે ગોકુળમા શુ થતુ હતુ? સૌ એકસાથે ખાતાપીતા અને એક કુટુમ્બની જેમ રહેતા હતા આ બધુ નામ સમજીને કરવાનું છે

## ગરીબોનો એજન્ટ

કેટલાક લોકો મને કહે છે કે તમે શ્રીમતોના એજન્ટ છો પણ વાત એમ નથી. સાચી વાત એવી છે કે હુ પોતે ગરીબ છુ અને ગરીબોની વચ્ચે રહ્યો છુ, તેથી હુ ગરીબોનો એજન્ટ છુ તેમના તરફથી મને અધિકાર મળ્યો છે કે મારે તેમની માગણી લોકોની આગળ રજૂ કરવી હુ તેમની સાથે રહ્યો છુ તેથી તેમનો નિશ્ચિત એજન્ટ છુ જમીનદાર પણ મને પોતાનો એજન્ટ બનાવવા ઇચ્છે તો તેમનો એજન્ટ થવામા પણ મને કોઈ વાંધો નથી પણ શરત એટલી કે તેઓ ઉદાર દિલથી જમીન આપે તેઓ પણ મને પોતાના એજન્ટ તરીકે સ્વીકારી લે તો એથી બીજુ રૂડું શુ?

બીજા લોકો વળી મારા પર એવો પણ આક્ષેપ કરે છે કે આ માણસ ઘણો ભયંકર છે ગાંધીજીની સાથે રહ્યો છે છતાં આ એવો છે કે જે કાયદાની બંધી પ્રતિષ્ઠાનો નાશ કરી રહ્યો છે, દરેકના હકની જે ચીજ છે, તેને નાશ કરી રહ્યો છે તેણે એવી વાત ચલાવી છે કે જમીન પર કોઈનો હક નથી તેના કહેવા પ્રમાણે કાયદો નહી બનાવવામા આવે તો સામ્યવાદીઓ માટે એ રસ્તો ખુલ્લો કરી આપશે તેણે જે રસ્તો લીધો છે તે સામ્યવાદીઓના કરતા પણ વધારે ભયંકર નીવડશે મારો એવો અભિપ્રાય છે કે જમીનદારોના દિલમા કંજૂસાઈ પેઠી અને ગ્રાઝી જમીન પર તેઓ પોતાનો હક કાયમ રાખશે તો પરિસ્થિતિ ઘણી ભયંકર થશે ભય એ વાતનો નથી કે જમીનદારોની કતલ કરવાનુ પ્રોત્સાહન મળશે પણ જમીનદાર પોતાની પ્રતિષ્ઠા ખોશે અને પ્રતિષ્ઠા ખોવી એ જિંદગી ખોવાથીયે વધારે ભૂડુ છે

આ પ્રમાણે મારા પર બંને તરફથી આક્ષેપ થઈ રહ્યા છે એક એવો કે હુ શ્રીમંતોનો એજન્ટ છુ અને બીજો એવો કે હુ સામ્યવાદીઓને માટે રસ્તો ખુલ્લો કરુ છુ હુ એ પરથી એમ સમજુ છુ કે બંને તરફથી આક્ષેપ થઈ રહ્યા છે તે વાત એવુ બતાવે છે કે હુ સાચે રાહે ચાલી રહ્યુ છે, અને આ સીધો રસ્તો છે મને વિશ્વાસ છે કે હું સીધા, સરળ અને સાચા માર્ગ પર ચાલી રહ્યો છુ

પરમ દિવસે હુ ઉત્તર પ્રદેશ જઈશ, ત્યા પણ લોકોને સમજાવીશ અને બધાનુ ભલુ શેમા છે તે નમ્રતાપૂર્વક બતાવીશ સમજાવવુ એ મારુ કામ છે જ્યારે આજે સામા પર કોઈ વિશ્વાસ રાખતું નથી, ત્યારે મે તમારા પર વિશ્વાસ રાખ્યો છે કે તમે લોકો મને જમીન આપશો આ સાધારણ વાત નથી આ પ્રમાણે જમીન માગવામા પણ હિંમત જોઈએ મે હિંમત કરી છે અને નારદમુનિની જેમ હુ બધાના ઘરમા જાઉ છુ હું ગરીબ, શ્રીમંત અને મધ્યમ વર્ગવાળાના ઘરમા જાઉ છુ અને સૌમા વિષ્ણુનું દર્શન કરુ છુ

તુલસીદાસજીએ એક ચોપાઈમાં કહ્યું છે કે મેં ભગવાનને સ્વામી માનીને તેના ગુણ ગાયા અને પ્રસન્ન કર્યા તેથી આવું મેળવ્યું. તે પ્રમાણે તમે પણ લોકોને સમજાવીને પ્રસન્ન કરશો તો જે માગશો તે મળશે. આ પ્રમાણે કરશો તો નિશ્ચિંત થઈને રાત્રે ઊંઘી શકશો. હું બધાને ભગવાન સ્વરૂપે જોઉં છું અને તેમના ગુણ ગાઉં છું: નિંદા કરતો નથી. મને વિશ્વાસ છે કે હિંદુસ્તાનના શ્રીમંતો અને ગરીબો — બધામાં ગુણો રહેલા છે. આપણામાં લોકોને સમજાવવાનો અને પ્રસન્ન કરવાનો ગુણ કેળવાય તો ચિંતાનું કોઈ કારણ નથી. ઉત્સાહ અને શુદ્ધ હૃદયથી મેં આ કામ શરૂ કર્યું છે અને ભગવાનની મરજી હશે તો હું ચલાવીશ. (हिंदुस्तान, २४-११-'५१)

[૭૫૨. જેનો ઉલ્લેખ કર્યો છે તે શ્રી મૈથિલીશરણ ગુપ્તનું કાવ્ય]

### ભૂમિહીન

પ્રભુને જિસ દિન દિયા શરીર,
દિયે ઉસી દિન હમેં દયા કર ભૂ-નભ-પાવક-નીર-સમીર.
અબ ભી નભમેં રવિ શશિ-હાસ,
અગ્નિ ઉષ્ણ, જલ શીત-સુવાસ,
ઔર પવનમેં શ્વાસોચ્છ્વાસ.
કિન્તુ ભૂમિ-ગાથા ગંભીર!
પ્રભુને જિસ દિન દિયા શરીર,
દિયે ઉસી દિન હમેં દયા કર ભૂ-નભ-પાવક-નીર-સમીર,
ભૂ પર કહાં હમારા ઠૌર?
કહાં હમારે મુંહકા કૌર?
હમ ભી મનુજ કહેં ક્યા ઔર,
સમઝો મનુજ, હમારી પીર.
પ્રભુને જિસ દિન દિયા શરીર,
દિયે ઉસી દિન હમેં દયા કર ભૂ-નભ-પાવક-નીર-સમીર,

હરિજનબંધુ, ૯-૧૨-'૫૧

## ૪

# રચનાત્મક કાર્યકર્તાઓને હાકલ

[મથુરામાં ૧-૧૧-૫૧ને રોજ રચનાત્મક કાર્યકર્તાઓને આપેલા ભાષણમાંથી ]

### અણધારી શોધ

તેલંગણમાં જે કંઈ કામ થયું છે તે વિષે તમે જાણતા હશો. વર્ધાથી શિવરામપલ્લી જવાને હું નીકળ્યો ત્યારે મને એ બાબતમાં કશો ખ્યાલ નહોતો. હોત તો શિવરામપલ્લી જતાં રસ્તામાં હું થોડી જમીન માગ્યા વગર ન રહેત. શિવરામપલ્લી પછી હું તેલંગણ પહોંચ્યો ત્યારે ખુલ્લું મન લઈને ગયો હતો. હું એ વિચારથી ગયો હતો કે ત્યાંની પરિસ્થિતિ જાતે જોઉં, ત્યાંના કોયડાનો ઉકેલ પણ ત્યાં સૂઝશે. એવો કોઈ પહેલેથી ખ્યાલ નહોતો. પરંતુ પ્રવાસ દરમિયાન શરૂઆતમાં જ મારી આગળ જમીનનો સવાલ રજૂ થયો. લોકોએ મારી પાસે જમીન માગી અને તેમને માટે મને જમીન મળી પણ ખરી. સામાન્ય રીતે જમીન માગવાનું અને તે આમ સહેજમાં મળી જવાનું આજ સુધી કદી બન્યું નથી. મંદિરો અને મઠોને માટે કે એવી બીજી સંસ્થાઓને માટે જમીન મળ્યાના દાખલાઓ મળી આવે છે, પણ ભૂમિહીનોમાં જમીન વહેંચી આપવા માટે ભૂદાનની વાત તદ્દન નવી છે. માણસ પૈસા આપી શકે પણ જમીન આપવી એટલે જાણે પોતાના શરીરનો ભાગ આપવો પડતો હોય એવું તેને લાગે છે અને એટલું એ સહજ ભ્રમ છે. મહાભારતનો દાખલો તમે જાણો છો. પાંડવોએ પાંચ ગામ માગ્યાં હતાં. દુર્યોધને સોયની અણી રાખી શકાય એટલી જમીન આપવાનો પણ ઇનકાર કર્યો હતો. આજે પણ આ સ્વભાવ છે. વળી આ દિવસોમાં જમીનની કિંમત પણ ઘણી વધી ગઈ છે અને જેમ જેમ કિંમત વધતી ગઈ છે તેમ તેમ લોકોનો જમીનનો લોભ પણ વધતો ગયો છે. મમત્વ પણ

વધતું ગયું છે. આવી સ્થિતિમાં જમીન માગવી અને મેળવવી એ કામ સહેલું નહોતુ.

પણ મેં અત્યંત વિનયપૂર્વક, અત્યંત પ્રેમપૂર્વક જમીન માગવી શરૂ કરી. મેં કેટલા વિનયથી અને કેવી ભક્તિથી કામ કર્યું તેનું હું વર્ણન કરી શકતો નથી. અને બે માસમાં લોકોએ બાર હજાર એકર જમીન દરિદ્રનારાયણને માટે આપી. ત્યાં મેં એક સમિતિની રચના કરી. એણે મારી ગેરહાજરીમાં અત્યાર સુધીમાં આશરે ત્રણ હજાર એકર જમીન બીજી મેળવી છે.

### ધનનિધિનો આશ્રય

વરસાદને કારણે મારે વર્ધા પાછા આવવું પડયું અને હું મારા ખેતીના કામમાં વળગી ગયો. તમે જાણો છો કે હમણાં હું ખેડૂત બન્યો છું. શ્રમના આધાર પર જ બધી સંસ્થાઓ ચલાવવાનું ગાંડપણ મને સૂઝયું છે અને મને વિશ્વાસ છે કે તે વિના હવે આજના જમાનામાં આપણી સંસ્થાઓ તેજસ્વીપણે ચાલી નહીં શકે. બાપુના ગયા પછી હજુ પણ લોકો આપણને પૈસા આપે અને આપણે પૈસાને આધારે પોતાના કામને અને પોતાને જીવતા રાખીએ તે ઉચિત નથી હું માનું છું કે ગાંધી નિધિ એ છેલ્લો નિધિ છે, જે દેશે ગાંધીજીના નામથી એકઠો કર્યો છે હવે પછી કોઈ પૈસાનો નિધિ જમા નહીં થઈ શકે અને ન કરવો જોઈએ. હવે આપણે શ્રમનુ સંગઠન કરવું જોઈએ, કેમ કે લોકો તો પ્રેમથી પૈસા આપશે, પરતુ આપણે ખતમ થઈ જઈશું.

### સર્વનાશ વિના સર્વોદય

આગળના કાર્યક્રમને વિષે હુ વિચાર્યા કરતો હતો, એટલામાં દિલ્હીનું તેડું આવ્યું. નીકળતા પહેલાં વર્ધાના મારા વ્યાખ્યાનમાં મેં કહ્યું હતું કે હવે મારી અહિંસાની પરીક્ષા છે, અને લોકોની સદ્-ભાવનાઓની પણ પરીક્ષા છે. તેલંગણમાં જે જમીન મળી, તેની

પાપના અત્યાચારોની ભૂમિમા હતી તપેલી ભૂમિ પર વરસાદના બુંદ વરસે છે પણ અહીં એવા તાપની વાત નહોતી, તેથી કેટલાકને એમ લાગતું હતું કે ભૂદાન મેળવવામા ત્યાંના જેવી સફળતા કદાચ ન મળે એનું તાત્પર્ય એ થાય કે સર્વોદય થાય તે પહેલા સર્વનાશ થવાની જરૂર છે એવો અર્થ કરવામા આવે તો એ એક ભયંકર સૂચન થાય

કેટલાક લોકો માને છે કે અહિંસાને માટે પણ હિંસા જરૂરી હોય છે પરંતુ જેમ તેલંગણમા અહિંસાનો પ્રયોગ સફળ થયો, તેમ આ ભાગમા પણ સફળ થયો અને સિદ્ધ થયું કે સર્વનાશ વિના પણ સર્વોદય થઈ શકે છે હિંદુસ્તાનના લોકોની મનોભૂમિ સર્વોદયને માટે તૈયાર છે

## ભારતની તપોભૂમિ

પણ સાગર (મધ્ય પ્રદેશ)મા બીજી ઓક્ટોબરે જે સર્વોદય સમેલન થયુ, તેમા મે કહ્યુ હતુ કે હિંદુસ્તાનના જમીનના સવાલનો ઉકેલ જમીનનો પાંચમો ભાગ ભૂમિહીન લોકોને મળશે ત્યારે થશે આજે જમીનદારોની પાસે જે જમીન છે, તેનો પાંચમો ભાગ દાનપૂર્વક પ્રેમપૂર્વક અને શ્રદ્ધાપૂર્વક ભૂમિહીનોને મળે તો એક મહાન ક્રાંતિ આપણા દેશમા થાય યુરોપમા આવો પ્રયત્ન આજે શરૂ થયો છે ઉપનિષદોએ કહ્યુ છે કે ઈશ્વરના રાજ્યમા આપનારાઓની પ્રશંસા થાય છે દાન નૈમિત્તિક વસ્તુ નથી ભોજનની જેમ દાન પણ નિત્યાચરણની વસ્તુ છે ગીતાએ યજ્ઞ દાન તપના રૂપમા એક રોજ કરવાનો પૂરો રચનાત્મક કાર્યક્રમ આપણી સામે મૂક્યો છે આજે આવી પડેલી હાલતમા પણ હિંદુસ્તાનના કેટલાય લોકો જાતજાતની તપસ્યા કરી રહ્યા છે આજે હિંદુસ્તાનમા હુ પગે ફરી રહ્યો છુ અને લોકો પણ કહે છે કે વિનોબાજી પગપાળા ફરે છે પરંતુ સેકડો હજારો લોકો આ પ્રમાણે દેશમા ફરે છે જૈન મુનિ તેમ જ અનેક સાધુઓ ફરે છે એમ બને કે તેમના કાનમા થોડો મોહ હોય, થોડી જડતા પણ હોય પરંતુ

પગપ્રવાસની તપશ્ચા આ દેશમા ચાલુ છે ગાધીજી કેતા હતા કે અહી અહિસાનો નિત્ય વિકાસ થતો રહ્યો છે આપણા લોકોએ કરાડોની સખ્યામા માસાહારમાથી મુક્તિ મેળવેલી એની તપસ્યા આ ઘટનાની પાછળ રહેલી હશે ! હુ અહી માસાહારથી થના લાભહાનિની ચર્ચા કરવા ઇચ્છતો નથી પણ આ વસ્તુ એવુ બતાવે છે કે હિદુસ્તાનમા આવી અનેક પ્રકારની તપસ્યાઓ થઈ છે આ પ્રમાણે શસ્ત્રપરિત્યાગની ભૂમિકા પણ અહી છે અને જ્યારે હિદુસ્તાન પાસે આક્રમણની શક્તિ હતી ત્યારે પણ તેણે બીજા દેશો પર આક્રમણ કર્યુ નથી આ બધી વાતો બતાવે છે કે હિદુસ્તાનમા તપસ્યા નિત્ય થયા કરે છે

જે રીતે આપણા દેશે અહિસક માર્ગે પોતાની સ્વતત્રતા મેળવી તેવો દાખલો દુનિયાના કોઈ પણ દેશની સ્વતત્રતાના ઇતિહાસમા મળતો નથી આ બધી ઘટનાઓ આવી તપસ્યાની સૂચક છે ને તે આપણા દેશની પરપરાની વિશેષતા છે હિદુસ્તાનના વાતાવરણમા એવી તપસ્યા ફરી નવા રૂપમા પ્રગટ થવાની સભાવના છે આ શ્રદ્ધાથી મે આખા દેશમાથી દરિદ્રનારાયણને માટે પાચ કરોડ એકર જમીનની માગણી કરી છે

**સર્વોદય સેવકોને હાકલ**

આ વાત એવી નથી કે હુ એ ન કરી શકુ ભગવાન ઇચ્છે તો મારા જેવા પાસેથીયે તે આ કામ કરાવી શકે અને એમ પણ બને કે મારી જરૂર જ ન રહે પરતુ આજની ગતિથી આ કામ પૂરુ થવાનુ હોય તો આમા પાચસો વરસ લાગે પણ થોડી મુદતમા આ કામ પૂરુ કરવુ હોય તો આજે જેટલી ભક્તિ જેટલી શક્તિ અને જેટલો પ્રયત્ન આ કામમા વપરાયા છે તેથી સાગણા વધારે જોઈશે આ કામને અહિસા આજના મોયડાનો ઉકેલ કાઢવામા સફળ થઈ થાય તો ગાધીજીએ બતાવેલા જે કાર્યક્રમો છે તે બધાયે જોખમમા છે એમ જાણજો ને અહિસા સફળ થશે તો ખાદી પણ આગળ વધશે ગ્રામોદ્યોગ

છે કે શું બધાએ, આ કામમાં વળગી જાય? એક માણસ ઇશારાથી સમજે છે, એક એવો હોય કે, જેને કહેવું પડે છે, અને એક એવો હોય છે, જે કહેવા છતાંયે સમજતો નથી. હું પદયાત્રામાં પ્રચાર માટે નીકળી પડ્યો છું. ત્રીસ વરસ સુધી મેં ખાદીનું કામ કર્યું, પરંતુ આજે હું જે કામના પ્રચારને માટે નીકળ્યો છું તેનાથી ખાદીને વેગ મળશે. ખાદીને માટે જુદું કંઈ કરવાની જરૂર મને લાગતી નથી. ખાદીવાળાઓને હું કહીશ કે ખાદી એક વિચાર છે અને મને આનંદ થાય છે કે તે બીડી ને ચાની જેમ ઝડપથી ફેલાતો નથી. એ એક ક્રાંતિકારી વિચાર છે. જૂના જમાનામાં રેંટિયો હતો પણ ત્યારે તે ક્રાંતિનું પ્રતીક નહોતો. તે લોકો રેંટિયો ન ચલાવત તો તેમને નાગા રહેવું પડત. તમારો રેંટિયો પ્રતિસ્પર્ધી મિલની સામે ટક્કર લઈને આવે છે. તે ફક્ત હાથથી નહીં ચાલે. તેની પાછળ બુદ્ધિ, હૃદય અને નિષ્ઠા જોઈશે. તેથી ખાદીને પણ ચલાવવી હોય તો તેની પાછળ આજના સવાલનો ઉકેલ કરવાનું સાધન હોવું જોઈએ. એથી હમણાં ભલે આપણે રેંટિયો ચલાવીએ, ગ્રામઉદ્યોગો ચલાવીએ, પણ આવતા વરસમાં જમીનના આપણા સવાલનો ઉકેલ આણી શકીએ તો દુનિયાની આગેવાની આપણે જ કરવાના છીએ, કારણ કે હવે દુનિયા થાકી ગઈ છે. તે શસ્ત્રઉત્પાદનના દુષ્ટ ચક્રમાં વધારે ને વધારે ફસાતી જાય છે. તેને કંઈ સૂઝતું નથી અને અહિંસાથી પોતાના સવાલોનો ઉકેલ નીકળશે એવો તેને વિશ્વાસ બેસતો નથી. તેથી આપણા બધા સેવકો આ કામમાં વળગી જાય તો તેમણે આજે આપણે જે કામ કરવું જરૂરી છે તે જ કામ બરોબર હાથ ધર્યું છે એમ કહેવાય.

લોકો મને પૂછે છે કે તમારી યાત્રામાં તમે થોડું હરિજનસેવાનું કાર્ય પણ કેમ કરતા નથી? આ તો ગંગાને વિનંતી કરવા જેવું થયું કે તું જતાં જતાં રસ્તામાં ઝાડોને પાણી પાતી જા! ગંગા એ કામ કર્યા જ કરે છે. એને કહેવાની જરૂર ખરી કે? જે જમીન મળશે, તેનો મોટો ભાગ હરિજનોમાં વહેંચાશે. મારી એવી ઇચ્છા છે કે આપણા મહેતર

## કોંગ્રેસ અને બીજા રાજકીય પક્ષો

એક બીજી વાત. પંડિત જવાહરલાલ કોંગ્રેસની શુદ્ધિ કરવા ચાહે છે. કોંગ્રેસની બાબતમાં મારા પર કોઈ જવાબદારી નથી છતાંયે મેં એક નિવેદન કર્યું હતું કે આ કામમાં આપણે પંડિત નેહરુને તક આપવી જોઈએ. પણ જ્યાં સુધી કોઈ પણ સંસ્થા સામે કોઈ ત્યાગનો કાર્યક્રમ હોય નહીં, ત્યાં સુધી તેની શુદ્ધિ થઈ શકતી નથી. એટલું ખરું કે ત્યાગના કાર્યક્રમને કારણે ઘેરઘેર કંઈક ક્લેશ ઊભો થાય. ઋષિના ઉપદેશને કારણે તે જમાનામાં ઘેરઘેર ઝઘડા થતા હતા, અને એ પ્રમાણે ગાંધીજીને કારણે પણ ઘેરઘેર ઝઘડા પેદા થયા, કારણ કે તેમણે લોકોની સામે ત્યાગનો કાર્યક્રમ મૂક્યો હતો અને તેમની પાસે ત્યાગ કરાવ્યો હતો.

આજકાલ નવા નવા પક્ષો રચાય છે કારણ કે રચવાવાળા માને છે કે લોકશાહીમાં વિરોધી દળ ન રહે તો તેનું પરિવર્તન સરમુખત્યાર-શાહીમાં થાય. પણ જ્યારે આ પક્ષો ચૂંટણીમાં ઊભા રહે છે અને તેમના થોડા લોકો પણ ચૂંટાઈને આવે છે ત્યારે તેનામાં અપ્રામાણિકતા દાખલ થયા વિના રહેતી નથી. તેથી નવા પક્ષો સ્થાપવાનો હું વિરોધ કરતો નથી, છતાં પણ મારું કહેવું એવું છે કે દેશમાં એક એવું દળ હોવું જોઈએ જે સત્તાથી બિલકુલ અળગું રહે. નિરંતર સેવા, નિરપેક્ષ સેવા કરનારા નીતિનિષ્ઠ જનસેવકોનો આ સમૂહ હશે, ને તે સદાસર્વદા નીતિવાન, શીલવાન તથા સેવાપરાયણ રહીને જનતા સાથે સંપર્ક રાખશે, વિચારપ્રચાર કરશે. આ રીતે જ રાજસત્તા વિશુદ્ધ રહી શકશે. કેવળ વિરોધી દળો રચવાથી રાજ્યકારભારની શુદ્ધિ નહીં થાય.

## ઉપસંહાર

અંતમાં મારે તમને એટલું કહેવાનું છે કે તમારે બધાએ આ ભૂદાન યજ્ઞને સફળ બનાવવામાં તનમનપ્રાણથી મંડવું જોઈએ. હું આજ તો એક જિલ્લાનાં ત્રણચાર ગામોમાંથી પસાર થઈ જઈશ. આ વખતે સાગરમાં નદીઓ મળે છે તેમ આખા જિલ્લામાંથી જમીન અહીં આવીને મળવી જોઈએ. આ કામ માટે અનેક કાર્યકર્તાઓને

તમારે જિલ્લાના દરેક તહેસીલમા મોકલવા જોઈશે એ કાર્યકર્તાઓ દ્વારા જ આ કાર્ય આગળ વધશે એ રીતે જ મે એક કરોડ એકરની જે માગણી તમારા પ્રાતમાથી કરી છે, તેમા કઈક આન્ડામા બતાવવા લાયક જમીન એકઠી થઈ શકશે એ રીતે જ ક્રાતિ પણ થઈ શકશે નહી તો ગાનીનુ બધુ કામ એક દિવસ અમેરી લેવુ જોઈશે અનેક કામો સાથે કરવાનુ આ એક કામ નથી બધા કામો છોડીને આમા મડી પડવાની જરૂર છે

હરિજનબંધુ, ૫–૧–'૫૨

૫

# પ્રવૃત્તિની આધ્યાત્મિક ભૂમિકા

[ ૧-૧૧-૫૧ને દિવસે મથુરામા સર્વોદય સમેલનમા આપેલુ ભાષણ. ]

મારા પ્યારા ભાઈઓ અને બહેનો,

તમારી આ પ્રાચીન નગરીમા આવતાની સાથે કેટલાયે પ્રસંગો યાદ આવે છે તમે આ નગરીમા હમેશા નિવાસ કરો છો તેથી તે બધા સ્મરણો તમારા માટે માત્ર સ્મરણરૂપ હોય એમ બને પરંતુ મારા જેવા બહારના માણસો અહી આવે છે ત્યારે તેમના ચિત્તની સ્થિતિ હમેશના જેવી રહેતી નથી તેમનુ હૃદય એક સ્વર્ગીય વાતાવરણમા વિહાર કરવા માડે છે

હુ જાણુ છુ કે આ તે જ વન છે જ્યા બાળક ધ્રુવે તપસ્યા કરી હતી ત્યાર પછીના કેટલાયે સ્મરણો આ સ્થળ સાથે ગૂથાયેલા છે એવા સ્મરણોમાથી ભગવાન કૃષ્ણનુ સ્મરણ બધા ભારતવાસીઓ માટે એક ચિરગૌરવની વસ્તુ બનેલી છે ભારતવાસી ગમે તે સ્થળે રહેતો હોય પણ હમેશા ભગવાન કૃષ્ણનુ સ્મરણ કરે છે એ સ્થિતિમા તમારી સામે કઈ પણ બોલવુ મારે માટે કઠણ થયુ છે જ્યા હૃદય ભરાઈ આવે છે, ત્યા વાણી કામ કરી શકતી નથી

## ગીતાનો સાર્વભૌમ ઉપદેશ

ભગવાન શ્રીકૃષ્ણને લીધે ભારતીય સમાજને એક વિશેષ રૂપ મળ્યુ છે, અને તેનું દર્શન આપણને ગીતામા મળે છે દુખની વાત એટલી છે કે ગીતાએ જે આદર્શ આપણી સામે રજૂ કર્યો અને જેનું દર્શન આપણને શ્રીકૃષ્ણના જીવનમા થાય છે, તે યથાર્થ સ્વરૂપમા ભારતીય સમાજમા જોવાનું મળતું નથી સહારના લોકોના આક્રમણને આપણો આ દેશ તાબે થયો અને મસો બસોમા વરસ સુધી ગુલામ રહ્યો આ દરમિયાન આપણી દુર્દશા પરાકાષ્ઠાએ પહોચી જગતની પરિસ્થિતિને પરિણામે અને જે સત્યાગ્રહ આંદોલન આપણે કર્યું તેને પરિણામે આજે આપણે સ્વતત્ર થયા છીએ આપણે ચાર વરસ થયાં સ્વરાજનો અનુભવ લઈએ છીએ પરતુ સ્વતત્રતા મળી હોવા છતા જે દુર્ગુણો આપણા સમાજમા પેસી ગયા છે તે ઓછા થયા નથી બલ્કે તીવ્ર બન્યા છે આપણે આ વાત પર ધ્યાન નહી આપીએ અને આ દોષોના નિવારણની કોશિશ નહી કરીએ તો આપણું સ્વરાજ આનદ આપનારૂં નહી નીવડે દુખ આપનારુ નીવડવાનો વધારે સભવ છે

ગીતાએ એ જ વાત કહી છે માણસ ગમે તે સમાજમા જન્મ્યો હોય પણ પોતાનું કામ પ્રેમ ભક્તિ અને નિષ્ઠાપૂર્વક કરે તો મોક્ષનો અધિકારી બને છે આ મહા ઉપદેશ આપણે ગીતામાથી શીખવાનો છે

ભારતવર્ષનો આખો ઇતિહાસ જુઓ તેમા આપણે જોઈએ છીએ કે આપણા સમાજમા લોકોના જુદા જુદા દરજ્જા બધાતા ગયા કેટલાક લોકો પોતાને ઊચા મ્હેરબાનવા લાગ્યા અને તેમણે શરીરપરિશ્રમમાથી પોતાને મુક્ત કર્યા જેમને શરીરપરિશ્રમ કરવો પડ્યો તેઓ વધારે નીચા ગણાવા લાગ્યા હરિજન જે ચામડાનુ કામ કરતો તેનાથી ઊચો ખેતી કરનાર ખેડૂત અને તેનાથી નીચો સફાઈનુ કામ કરનાર મહેતર આવા એમ્બીજાથી ઊચાનીચા એવા દરજ્જા મનાવા લાગ્યા પરિશ્રમ ન કરનારા સૌથી ઊચા મનાવા લાગ્યા તેમની પ્રતિષ્ઠા રહી નહી દેશને માટે પરિશ્રમ કરનારા જ્યા નીચા મનાય તે દેશ પતન

તરફ વળી જાય. રોમન ઇતિહાસમાં એમ બન્યું અને હિંદુસ્તાનમાં પણ એવું બન્યું. અફસરના વેપારીઓ અહીં આવ્યા. અહીંનો વેપાર નીચો પડવા લાગ્યો. અહીંના વેપારીઓ માટે અહીંના લોકોના દિલમાં ખાસ પ્રેમ નહોતો, કારણ કે તેમણે કદી આમજનતા સાથે એકરૂપ થવાની કોશિશ કરી નહોતી. પરિણામ એ આવ્યું કે વેપારીઓ હારી ગયા ને દેશ ગુલામ બન્યો.

### સામ્યયોગ

આમજનતામાં ઉપલા દરજ્જાના લોકો માટે સદ્ભાવના હતી. ક્ષત્રિયો દેશનું રક્ષણ કરવાને તેઓ આગળ પડીને બલિદાન આપતા, પરંતુ સમાજનું પતન થયું હતું. તેનું કારણ એ હતું કે પરિશ્રમને હલકો માનવામાં આવ્યો હતો અને આ પરિશ્રમ કરનારાને સમાજમાં હલકું સ્થાન અપાવામાં આવ્યું હતું. ગાંધીજી આવ્યા પછી જોકે કેટલાક લોકો પરિશ્રમ કરવામાં નીચાપણું માનતા નથી અને થોડી મજૂરી કરે છે ખરા, પરંતુ આમજનતામાં એવી માન્યતા છે કે મહેનતમજૂરી કરનારા નીચા છે. એટલું જ નથી, મજૂરીના કામનું આર્થિક મૂલ્ય પણ ઓછું આંકવામાં આવ્યું. હિંદુસ્તાનમાં પહેલાં કદી એવું નહોતું કે કોઈ બ્રાહ્મણ કે ધર્મશિક્ષક એટલાથી પોતાને ઊંચો માને. તે અપરિગ્રહી બનીને રહેતો હતો. પણ આજે જેઓ કેળવણી મેળવે છે તેઓ પોતાની કેળવણીની કિંમત ઘણી વધારે આંકે છે. આ વૃત્તિ ઘણી ખતરનાક છે. જ્યાં સુધી આર્થિક અને સામાજિક જીવન એકરસ થાય નહીં ત્યાં સુધી સમાજ શક્તિશાળી બને નહીં. આજે સમાજમાં એવો ખ્યાલ ઘર કરી ગયો છે કે ઊંચા વર્ગના લોકોના જીવન માટે અધિકમાં અધિક વેતન હોવું જોઈએ. પણ જેઓ શ્રમનિષ્ઠ છે, મજૂરી કરે છે, તેમને માટે ઓછામાં ઓછું વેતન હોય. આ હિસાબ આપણે તોડવો જોઈશે અને સામ્યયોગની સ્થાપના કરવી હોય તો એવું હોવું જોઈએ કે માણસ જે કંઈ બૌદ્ધિક કે નૈતિક પરિશ્રમ કરે, તેનું વધુ આર્થિક મૂલ્ય ન આંકવું જોઈએ. ભૂતને ભણાવનારની દસ મિનિટની સેવાનું મૂલ્ય કેટલું ને કેવી રીતે

સમજાવ્યું છે કે જે ન્યાય પોતાને માટે, તે જ બીજાને માટે લાગુ કરવો જોઈએ.

હવે સ્વરાજ્ય પછી આપણે સામ્યયોગની સ્થાપનાનો આદર્શ રાખવો જોઈશે. એને આપણે સર્વોદય કહ્યો છે. તમે સામ્યયોગ શબ્દનો પ્રયોગ કરો કે સર્વોદય શબ્દનો કરો. આ સર્વોદય કે સામ્યયોગની સ્થાપના કરવા માટે હું ગામેગામ ફરી રહ્યો છું.

તમે જાણો છો કે આજકાલ હું દાન માગું છું, જેમની પાસે જમીન નથી, તેમને હું ભૂમિ આપવા ઇચ્છું છું. આ બધો ગોરખધંધો હું શું કામ કરી રહ્યો છું? એટલા માટે કે આજે સમાજમાં જેટલા ઊંચાનીચા ગણાતા દરજ્જા છે, તે બધા નાબૂદ થાય અને આપણામાંથી સૌને શરીરપરિશ્રમ કરવાની તક મળે. એમ કેમ હોય કે જે ખુદ ખેતી કરતો નથી, તેના હાથમાં ખેતી હોય અને જે ખેતી કરી શકે એવો છે, તેના હાથમાં ન હોય? જેઓ પોતે ખેતી જાણતા નથી, તે બીજાઓની પાસે કામ કરાવે છે અને જેઓ જાણે છે, તે મજૂર તરીકે કામ કરે છે. તે પૂરી હોંસથી કામ કરી શકતા નથી કારણ કે પેદાશ પર તેમનો અધિકાર હોતો નથી. વળી તેમને મજૂરી પણ પૈસામાં ચૂકવવામાં આવે છે, અને ખાવાનું પૂરું મળતું નથી. આ બધું શા માટે સહન કરવું જોઈએ? આ બધું કરી દઈએ તો શું અન્યાય થવાનો હતો? જેની પાસે જમીન છે, તેને હું સમજાવું કે ભાઈ, તું તારા સો એકરમાંથી પચાસ રાખ અને પચાસ આપ, તો એમાં શું હું તેના પર મિત્ર તરીકે મારો પ્રેમ પ્રગટ નથી કરતો કે? તે એમ કહે કે આજ સુધી મારું જીવન જેવું ચલાયું છે, તેવું જ હું ચાલુ રાખવા ઇચ્છું છું, તો હું એને સમજાવીશ કે ભાઈ, જેના શરીરનું વજન વધારેપડતું થઈ ગયું હોય, તેનું વજન ઘટાડવું એ તેના પર દયા છે, પ્રેમ છે; અને જેનું વજન ઘટી ગયું હોય, તેનાં હાડકાં પર થોડું માંસ ચડાવવું એ આપણું કર્તવ્ય થાય છે. નકામા વજનવાળાનું વજન ઓછું કરવાને માટે તેણે પોતાની જીવનપદ્ધતિમાં થોડોક ફેરફાર તો કરવો

જોઈશે. હાથીની જેમ ચાલનારે ઘોડાની જેમ દોડવું હોય તો આ ફેરફાર તેણે સહર્ષ સ્વીકારવો જોઈએ.

### પંચાયત ધર્મ

એથી મારું એવું કહેવું છે કે તમે લોકો વિચાર કરો કે ઈશ્વરની યોજના શી હોઈ શકે ? શું એની યોજના એવી હોય કે કેટલાક લોકોની પાસે જમીન હોય અને કેટલાકની પાસે ન હોય ? હું એમ નથી કહેતો કે જેમની પાસે વધારે જમીન છે, તે બધી તેમણે અન્યાયથી મેળવી છે. તેમણે તે ઉદ્યોગથી મેળવી હશે, પરંતુ એથી એમ સિદ્ધ થતું નથી કે તે રાખવાનો તેમને હક મળી ગયો. જે જમીન તમારી પાસે આવી છે અને આજે તમે તેના માલિક હો તોપણ તે બીજાઓની છે અને તે તમારે પ્રેમપૂર્વક તેમને આપી દેવી જોઈએ. અને હું એમ પણ નથી કહેતો કે બધાને સરખી જમીન મળવી જોઈએ. ગણિતની સમાનતા હું ઇચ્છતો નથી, પરંતુ આંગળીઓની સમાનતા જરૂર ઇચ્છું છું. આ પાંચે આંગળીઓ બિલકુલ સરખી નથી છતાં એકબીજાના સહકારથી રહે છે અને લાખો કામ કરી આપે છે. આ પાંચે સરખી નથી, તેથી એવું પણ નથી કે એક એક ઇંચ લાંબી છે, અને બીજી એક ફૂટ લાંબી છે. તેથી સમાનતા ન હોય પણ વિષમતાયે ન જોઈએ, તુલ્યતા હોવી જોઈએ. આ પાંચેમાં જુદી જુદી શક્તિઓ છે. જુદાં જુદાં માણસોમાં આ પ્રમાણે જુદી જુદી શક્તિઓ હોય છે. એ બધી શક્તિઓનો વિકાસ કરવો જરૂરી છે. એને પંચાયત ધર્મ કહે છે.

પંચાયત ધર્મનો એક આદર્શ પહેલાં હતો. પંચ બોલે તે પરમેશ્વર. એનો અર્થ એવો નથી થતો કે પાંચમાંથી ચાર બોલે તે પરમેશ્વર; કે ત્રણ બોલે તે પરમેશ્વર. કારણ પાંચમાંથી ત્રણ કે ચાર એકમત હોય અને તે પ્રમાણે કામ થાય તો બહુમતીલઘુમતીનો ભેદ શરૂ થાય. એનો ઇલાજ એ છે કે પાંચ બોલે તે પરમેશ્વરનો ન્યાય જ ચલાવવો જોઈએ.

## પરમેશ્વરની વિકેન્દ્રિત યોજના

આપણે સમજી લઈએ કે દરેકની સામાજિક અને આર્થિક યોગ્યતા સમાન છે, તો આ ભેદો નાબૂદ થઈ શકે. આ જે ભૂમિદાન થઈ રહ્યું છે, તેમાં તમે બધા સાથ આપો તો તમે એક મહાન આંદોલન ચાલુ કરશો, અને તેથી હિંદુસ્તાનના બધા સવાલોનો ઉકેલ થશે. તમે અહિંસાની શક્તિથી સ્વતંત્રતા પ્રાપ્ત કરી. એને માટે દુનિયાના બીજા દેશોને હિંસાની પદ્ધતિ અખત્યાર કરવી પડી હતી અને કેટલાંયે જોખમોનો સામનો કરવો પડ્યો હતો. પરંતુ હવે સ્વતંત્રતા મેળવ્યા પછી આર્થિક અને સામાજિક સમાનતાની સ્થાપના કરવાનું બીજું પગલું તમે નહીં ઉપાડો તો તમારી સ્વતંત્રતા ખતરામાં છે, એમ નક્કી જાણજો. તે માટે પરમેશ્વરની વિકેન્દ્રિત યોજનાની જેમ આપણે પણ વિકેન્દ્રિત યોજનાઓનો અમલ કરવો જોઈશે, સહકારી સંસ્થાઓ દ્વારા આર્થિક નિયંત્રણ સિદ્ધ કરવું જોઈશે. પરમેશ્વરની યોજનામાં વિકેન્દ્રીકરણ ન હોત તો તેને પણ મુંબઈથી દિલ્હી અને દિલ્હીથી કલકત્તા દોડાદોડ કરવી પડત. પરંતુ તેણે દરેકને બે કાન, બે હાથ, બે આંખ આપીને આપસમાં સહકાર કરવાને માટે કહ્યું છે. ઈશ્વરે એવી વ્યવસ્થા કરી હોત કે એકને ચાર કાન, અને બીજાને ચાર આંખો, અને જોવું હોય તો આંખોવાળાની મદદ લેવાની અને સાંભળવું હોય તો કાનવાળાની મદદ લેવાની, તો તે આજે જે રીતે ક્ષીરસાગરમાં બેફિકર થઈને સૂઈ શકે છે, એમ સૂઈ ન શકત. આપણે સહકારની આ ખૂબી સમજવી જોઈએ.

રાજનીતિવાળા વન વર્લ્ડની વાત કરે છે, પરંતુ પરમેશ્વરને માટે વન વર્લ્ડ તો નક્ષત્રો સહિત આખું ત્રિભુવન જ થઈ શકે. અને પરમેશ્વરે કોઈ એકને મૉનોપોલી (ઇજારો) આપી હોત કે તેણે અક્કલની વહેંચણી કરવી તો તેના સપ્લાય વિભાગમાં કેટલું કાળું બજાર થયું હોત અને વહેંચણીમાં કેટલી ગરબડ થાત, એની તમારે કલ્પના કરવી જોઈએ. આ બધાનો ઇલાજ ગ્રામઉદ્યોગોના વિકાસમાં છે અને તેનું

બીજા બધા કાર્યક્રમો છોડી આ કાર્યક્રમ અપનાવો. પછી તમે જોજો કે ગાંધીજી ચાહતા હતા, તે ચિત્ર તમે પ્રત્યક્ષ પ્રગટ કરી શકશો. તેથી ગાંધીજીના વિચારોમાં માનનારાઓએ પૂરી શક્તિથી આ કામમાં મંડી પડવું જોઈએ.

હરિજનબંધુ, ૧૦-૨-૫૨

## ૬
## નૈતિક ચળવળ

[નીચેનું લખાણ શ્રી વિનોબાએ સર્વ સેવા સંઘના સહમંત્રી શ્રી વલ્લભસ્વામી પર લખેલા પત્રમાંથી લીધું છે.]

કાયદાની માગણીની ચળવળ મારે કરવી નથી. મારે નૈતિક ચળવળ કરવી છે. મને સફળતા એથી જ મળતી જાય છે. બીજી રીતે હું નિરુપયોગી ઠરીશ. નૈતિક વિચારના પ્રચારને અંતે સહેજે આવનારો કાયદો નામમાત્ર હોય જ. તે સ્મૃતિના રૂપનો હોય છે. ગ્રંથ સમાપ્ત થતાં સમાપ્તમ્ એવો શબ્દ લખવામાં આવે છે. અહિંસક સમાજરચનામાં કાયદાનું સ્વરૂપ એવા ગ્રંથના સમાપ્તમ્ જેવું છે. એ કેવળ છેવટની મહોર હોય છે. એ મહોર મારવાથી ગ્રંથ પૂરો નથી થતો. લખાણથી પૂરો થાય છે. તેથી સમાપ્તમ્ લખો તોયે શું ને ન લખો તોયે શું એવી મારી વૃત્તિ છે. આ મેં વ્યક્તિગત મારી વૃત્તિ બતાવવાને સારુ લખ્યું નથી. આ ચળવળનું સ્વરૂપ એ જ હોઈ શકે. કોઈ વિચારને માટે નૈતિક વાતાવરણ કેળવાયા પછી થનારા કાયદાને હું દૂર ઠેલતો નથી એમ મેં પહેલાં કહ્યું છે. કાયદા સિવાય આ કામ થનાર નથી એમ જેમને લાગે છે તેમને હું કહું છું કે એમ હશે તો તમારા વિચારોને માટે હું તૈયારી કરી રહ્યો છું એમ સમજજો. મારા વિચાર પ્રમાણે મારું કામ સ્વયંપૂર્ણ છે એવી શ્રદ્ધા છે તેથી જ હું તે

# ચળવળ કેમ કામ કરે છે

[સેવાપુરીમાં ભરાયેલા સર્વોદય સમ્મેલનમાં ૧૩-૪-'૫૨ને રોજ પહેલે દિવસે આપેલા ભાષણમાંથી]

હું માનું છું કે જ્ઞાન યજ્ઞ મોટું પાયાનું કામ છે. પણ એક ભાઈએ કહ્યું તે પ્રમાણે આ નામની એક મર્યાદા છે. જ્યારે હું શો પ્રયત્ન કરી રહ્યો છું તે સંબંધમાં મારા વિચારો તમને સમજાવવું જરૂરી છે. જાહેર જ છે કે માણસના હૃદયમાં કેવી શક્તિઓ છુપાયેલી છે તેનો અંદાજ કાઢી શકાતો નથી. હું એ શક્તિની હદ માપું તો મારે કબૂલ કરી લેવું જોઈએ કે મને કદી આ પ્રદર્શન નહીં થાય. આપણે જોયું કે લોકો કાયદાના કોઈ પણ દબાણ વિના પોતાની જમીનનો ભાગ આપી શકે છે. આપણે જનતાને સમજાવીએ છીએ કે હવા, પાણી અને સૂર્યના પ્રકાશની માફક ભૂમિ પણ ભગવાનની બક્ષિસ છે. તેથી ભૂમિહીનોને જમીન આપવી જોઈએ, અને જમીનવાળા ભૂમિહીનોને ખુશીથી જમીન આપે છે. આ પ્રમાણે આપણે જોયું કે લોકોએ આ ક્રાંતિકારી કાર્યક્રમ અપનાવ્યો છે અને આત્મામાં છુપાયેલી અપાર શક્તિનું દર્શન આપણને થયું છે.

આપણે એમ માનતા હોઈએ કે રાજ્ય (રાજ્યતંત્ર) એક દિવસે 'વિધર અવે' થવાનું છે એટલે કે ચિમળાઈને ખરી પડવાનું છે તો ૧૯૫૨માં જ એ કેમ ન બને? આપણી શ્રદ્ધા એવી હોય કે આ વિચારને હું પસંદ કરું છું, આ ઉપાયમાં શ્રદ્ધા રાખું છું અને આ યજ્ઞમાં મારી બધી જમીન આપું છું તો એ વિચાર બીજાઓને પણ એવી પ્રેરણા કેમ નહીં આપે? એક ભાઈએ પોતાની ૧૫૦૦ એકર જમીનમાંથી ૫૦૦ એકર જમીન મને આપી તો કહ્યું કે અમે ત્રણ ભાઈઓ છીએ અને તમે ચોથા. બીજા એક ભાઈએ પોતાના ૬ એકરમાંથી ૨ એકર આપ્યા, એણે કહ્યું કે અમે બે ભાઈઓ છીએ ને તમે ત્રીજા

ઘણુખરુ રાજ આવા ઘખનાઓ મને છે ? હું તમને પૂછુ છુ કે ભગવાન મને માગવાની પ્રેરણા આપે છે અને એક માણસ માને કે હુ આટલુ કરી શકુ, તો જે કામ એક વ્યક્તિ કરી શકે તે બધા માણસો ન કરી શકે કે ? આત્માનો સ્વભાવ (ધર્મ) જુદી જુદી વ્યક્તિઓમા જુદો જુદો હોય છે કે ? આત્મશક્તિની કોઈ સીમા હોય છે કે ? આથી હું એના વિચારનુ ઝડ લઈને આગળ વધુ છુ કે દરેક વ્યક્તિમા આત્માની શક્તિ મોજૂદ છે તેને કોઈ સીમા નથી અને જે કામ એક વ્યક્તિ કરી શકે તે સૌ કરી શકે

કાયદાની વાત હમેશાં પૂછવામા આવે છે, પણ મારુ કહેવુ એવુ છે કે કાયદાની વાત હાલ ( ઘડીભર પર છોડો આપણે આપણુ કામ આ જ માર્ગે કર્યે જવાનુ છે એમ પણ બને કે આ જ માર્ગે બધી જમીનની ભૂમિહીનોમા વહેંચણી થઈ જાય અને કાયદાની જરૂર જ ન રહે પણ આ સવાલનો ઉકેલ કરવામા લોકોની સક્રિય શક્તિ સફળ ન થાય અને રાજ્યની મદદ લેવી પડે તો એ સ્થિતિમા આપણે એમ સમજવુ જોઈએ કે આપણુ આ કામ કાયદો કરવામા મદદગાર થશે એટલે કે કા તો કાયદાની જરૂર જ રહેશે નહી અથવા જે કાયદો થશે તે વિના વિરોધે સરળતાથી થશે વળી મારી માગવાનીયે એક ખાસ વૃત્તિ છે *હુ અત્યત નમ્ર બનીને માગુ છુ ગરીબ બનીને માગવા ચાહતો નથી* લોકોને હુ સમજાવુ કે તમે ભલે નહી આપો તો બેચાર વરસમા કાયદાથી તમારી મરજી વિરુદ્ધ લઈ લેવાશે તો મને માગતા નથી આવડતુ એમ થયુ મારે મારી શ્રદ્ધા છોડવી ન જોઈએ શ્રદ્ધા દીવાલની માફક સ્થિર ખડી રહે છે તે પડદાની માફક લટકતી રહેતી નથી તે કા તો ખડી રહે છે અથવા પડી જાય છે તે આઠ આના કે ચાર આના થતી નથી પૂરા સોળ આના હોય છે એટલે કા તો શ્રદ્ધા છે અથવા નથી એક માણસ કા તો જીવતો હોય કે મરી ગયેલો હોય અડધો જીવતો ને અડધો મરેલો ન હોય શ્રદ્ધાનુ પણ એવુ છે શ્રદ્ધા વિના કશુ કામ પાર પડતુ નથી શ્રદ્ધાથી કૃતિ થાય છે અને કૃતિથી નિષ્ઠા મેળવાય છે નિષ્ઠા

પેદા થાય તે પહેલા માણસ શ્રદ્ધાથી કામ કરે છે નિષ્ઠા અનુભવજન્ય હોય છે તે પાછળથી બંધાય છે પરંતુ શ્રદ્ધા શરૂઆતથી હોવી જોઈએ તેથી હું કહું છું કે આપણે નૈતિક શક્તિથી આ સવાલનો ઉકેલ કાઢવા ચાહતા હોઈએ તો આપણને આ માર્ગમા અટલ શ્રદ્ધા હોવી જોઈએ

ઘણી વાર લોકો મને પૂછે છે કે તમે આ રીતે આ જમીનના સવાલનુ નિરાકરણ કરી શકશો ખરા ? મારુ કહેવુ એવુ છે કે દુનિયાના સવાલનો ઉકેલ તો રામ કે કૃષ્ણ પણ કરી શક્યા નહોતા દુનિયાનો સવાલ દુનિયા જ ઉકેલી શકે તમારા સવાલનુ નિરાકરણ હું કરી શકુ એવો અહંકાર મને નથી તેથી હુ સદા નિશ્ચિત રહુ છુ રાતે નિરાંતે ઊંઘ લઉ છુ ઊંઘ આવતા મને એક મિનિટની પણ વાર લાગતી નથી આખો દિવસ કામ કર્યે જાઉ છુ ક્યારેક મને ચાર એકર જમીન મળે છે, ક્યારેક ચારસો મળે છે, ક્યારેક ચાર હજાર મળે છે, પણ એનુ કશુ સુખ કે દુખ નથી જનક મહારાજની જેમ હુ ઊંઘુ છુ અને તેથી કામ કરી શકુ છુ

બીજી વાત સત્યાગ્રહ વિષે તમને હુ સમજાવવા ઇચ્છુ છુ કે મારી કશી આબરૂ હોય તો તે સત્યાગ્રહી તરીકે છે બીજી કોઈ આબરૂ મારી પાસે નથી તેથી સત્યાગ્રહ કરવાની આવશ્યકતા જણાશે તો હુ જરૂર સત્યાગ્રહ કરીશ પણ ગાધીજીની રીત એવી હતી કે 'એક કદમ બસ થાય.' એનો અર્થ એવો નથી કે બીજા પગલાની બાબતમા આપણે કશુ સમજીએ નહી, પણ બીજા પગલાની વાત વિચારતાવેંત આપણા મનમા આપણને પહેલા પગલાની સફળતા વિષે અશ્રદ્ધા પેદા થઈ જવાની હુ માંદાની સેવા કરુ ત્યારે એવા વિચાર સાથે નહી કરુ કે સભવ છે કે તે સાજો ન થાય અને મરી જાય તો આગળથી લાકડાંની તૈયારી કરી રાખુ ! બલકે એવા વિચારથી અને શ્રદ્ધાથી સેવા કરીશ કે તે ઉપચાર અને શુશ્રૂષાથી જરૂર સાજો થશે, અને મરી જશે તો શાંતિથી ઘણા લાકડા ભેગા કરીશ બીજા પગના વિષે આપણે એટલા માટે વિચાર કરીશુ કે કદાચ લોકો આપણી વાત

ન માને તો? તેઓ આપણને જમીન નહીં આપે તો? પણ એમ માનવામાં જ સામાવાળા પક્ષની આપણી અશ્રદ્ધા પ્રગટ થાય છે એ પછી આપણે શ્રદ્ધાવાન નથી રહેતા, મુત્સદ્દી થઈએ છીએ, જમીન લેવાની કોઈ તૈયાર યુક્તિ હોત તો તે વડે પણ કદાચ જમીન મળી શકત પણ આ કામ કરવાની એ સાચી રીત નથી એ રીતે કામ પાર ન પડે ઊલટુ બગડે એથી આપણા સકલ્પમા મન્દતા આવે અને સકલ્પ નબળો હોય તો કામ કેવી રીતે પાર પડે? હુ મારો જાતઅનુભવ કહુ છુ કે જે જે સકલ્પ મારા મનમા ઊઠયા તે બધા અચૂક પાર પડયા છે, અને તેથી લોકોની પાસે પણ, એવા વિચાર સાથે માગું છુ કે જે ભગવાન મારી અદર બિરાજમાન છે તે જ તેમની અંદર પણ છે તેથી તેમને મારો વિચાર મારે સમજાવતા રહેવુ જોઈએ એક વાર નહી, બે વાર નહી, અનેક વાર સમજાવતા રહેવુ જોઈએ શકરાચાર્ય પાસે પણ એક સમજાવવાનું સાધન હતુ, બીજુ નહોતુ આપણી અતિમ શ્રદ્ધા કોઈ વાત પર હોય તો તે આપણી સમજાવવાની શક્તિ પર હોય જેમ કૃષ્ણ ભગવાને કહ્યુ છે કે, અપરાધીને ક્ષમા કરવી જોઈએ અને ક્ષમાને કોઈ મર્યાદા હોતી નથી, તે પ્રમાણે સમજાવવાની વાતને કોઈ મર્યાદા કે સીમા હોતી નથી તેથી જેને તમે સત્યાગ્રહ કહો છો તે સમજાવવાની હદની અદર રહે છે ત્યા સુધી જ સત્યાગ્રહ કહી શકાય તેમા દબાણનો ભાગ દાખલ થતા તે સત્યાગ્રહ રહેતો નથી માતા જેમ બાળકની બાબતમા આશા રાખ્યા વિના રહેતી નથી કે તે ગમે ત્યારે પણ સુધર્યા વિના રહેવાનો નથી તેમ સત્યાગ્રહીએ પણ લોકોની બાબતમા આશા રાખવી જ જોઈએ કે તેમને સાચી વાત સૂઝશે જ સૂઝશે આમ સુઝાડવામા સત્યાગ્રહને સ્થાન હોય ખરુ પણ આપણે સત્યાગ્રહ શુ છે તે બરાબર સમજીશુ નહી તો તે સત્યાગ્રહ નહી રહે, હિંસા થઈને ઊભો રહેશે

આજે એક ભાઈએ સવાલ ઉઠાવ્યો કે, 'જેની પાસે એક હજાર કે દસ હજાર એકર જમીન હોય તે ઓછી જમીન આપે તો તેનો સ્વીકાર કરવો કે કેમ? આવી ભીખથી શુ વળે?' આપણી હિલચાલમા

આ સવાલનો જવાબ ઘણુંખરુ રોજ અપાયા કરે છે. મારાં ભાષણોમાં અને કૃતિથી પણ હું લોકોને સમજાવું છું કે મારે નથી ગરીબોને નીચા દેખાડવા કે નથી શ્રીમંતોને હલકા પાડવા. તેથી કોઈ મોટો માણસ ઓછી જમીન આપે છે ત્યારે હુ લેતો નથી. પણ મારો અનુભવ એવો છે કે થોડું સમજાવવાથી લોકો સારો સરખો ભાગ આપે છે. ત્રણસો એકરવાળા એક ભાઈ મારી પાસે આવીને સ્વેચ્છાથી એક એકર આપવાનું કહેવા લાગ્યા. પણ મેં તેનો એક એકર લેવાની ના પાડી અને મારી દૃષ્ટિ સમજાવી ત્યારે તે ભાઈએ તરત એકની ત્રીસ એકર જમીન કરી આપી. આ બધી વાત પૂરી થતાં ભાગ્યે મારી બે મિનિટ ગઈ હશે. માણસનુ એવું છે કે એક પૈસાની સાકરથી ભગવાન રાજી થાય તો તે ચાર પૈસાનું નૈવેદ્ય ધરતો નથી. તે એક બાજુથી ભગવાનને રાજી રાખવાની કોશિશ કરે છે અને બીજી બાજુથી પૈસા પણ બચાવવા ઇચ્છે છે. બને વાતમાં તે પ્રામાણિક હોય છે હુ કોઈ મંદિર કે મઠને માટે માગતો હોત તો એકાદ એકરથીયે મારું કામ થાત પણ હુ ગરીબોના હક તરીકે માગું છુ. અને અત્યાર સુધીમાં આ પ્રમાણે આશરે દશ હજાર માણસોએ દાન આપ્યુ છે તે દાનોમાં કેટલાંક દાનો પરમ પવિત્ર છે. તેમનુ મને નિરંતર સ્મરણ રહેવાનુ છે.

બીજા એક ભાઈએ સવાલ પૂછ્યો કે દાન આપનારને માટે તો સારી વાત છે કેમ કે તેની પ્રતિષ્ઠા વધે છે, પણ દાન લેનાર એથી નીચો પડતો નથી કે? મારુ કહેવું એવુ છે કે ના, નથી પડતો, કારણ કે હું ભીખ નથી માગતો. હુ ગરીબના હકનુ માગુ છુ હુ તેને જમીનને બદલે તૈયાર રંધેલુ અનાજ આપત તો જરૂર એથી તે નીચો પડત પણ જમીન લેવાથી તે નીચો પડતો નથી; પાણી માગવામા તરસ્યો માણસ હલકો પડતો નથી, તેમ જમીનનો તરસ્યો જમીન મળવાથી નીચો થતો નથી. અરે, જે માગવા આવે છે, તેનો તો ઉપકાર માનવો જોઈએ, કારણ કે કેવળ જમીન મળી એટલે તેમા અનાજ ઊગી નીકળતુ નથી. અનાજના પાક લેવા માટે મેળવનારે પરસેવો પાડવો જોઈશે; આખું

વરસ મહેનત અને જમીનની માવજત કર્યા પછી તેને ધ ય મળશે આથી આ વહેવારમા જમીન લેનારામા દીનતા આવતી નથી

બે બીજા આક્ષેપ છે કેટલાક ભાઈઓ કહે છે કે આ રીતે હું જમીન માગીને જમીનવાળાઓને જીવનદાન આપી રહ્યો છુ આ આક્ષેપ મને મજૂર છે જમીનવાળાઓને મારે જરૂર જીવનદાન આપવુ છે તેમની જમીનદારીને જીવતદાન આપવુ નથી જમીનદારી એક રોગ છે તેને મટી રોગીને જીવતદાન આપવુ છે આખી વાતની ખૂબી એ છે કે આ રીતે ગરીબ ગરીબ રહેતો નથી અને ધનવાન ધનવાન રહેતો નથી

બીજો આક્ષેપ એવો છે કે લોકોના દિલમા જમીનની ભૂખ પેદા કરી હુ તેમને બગાવાખોર બનાવુ છુ આ આક્ષેપ પણ મને મજૂર છે બને આક્ષેપ મને તે તે અર્થમા મજૂર છે કારણ કે હુ એક ક્રાતિને રોકવા ચ હુ છુ અને બીજી લાવવા ઇચ્છુ છુ હિંસક ક્રાતિ રોકવા ઇચ્છુ છુ અને અહિંસક ક્રાતિ થાય એમ માગ છુ

કેટલાક સવાલ મર્યાદાની સગવડઅગવડની બાબતમા ઉઠાવવામા આવ્યા છે એક ભાઈએ શકા ઉઠાવી છે કે સરકાર આની સગવડ ન આપે તો શુ? મારુ કહેવુ એવુ છે કે સરકાર જરૂર દરેક પ્રકારની સગવડ અને મદદ આપશે આપવી તેના હિતમા છે પણ માની લો કે ન આપે તેથી શુ થયુ? જે લોકોએ દાન આપ્યુ તેમનો બધાનો ઉપકાર માનીને હુ આગળ ચાલીશ બાબાનુ શુ બગડવાનુ છે? વિચાર સરકારે કરવાનો છે

એક બીજી વાત આપણે લોકો અહી શા માટે ભેગા થયા છીએ? જાહેર છે કે એક આદર્શ સમાજરચના કરવાની દૃષ્ટિ રાખી આપણે એમા મળ્યા છીએ કેવળ ચિત્તશુદ્ધિની એકાન્ત સાધના કરવાનો આપણો ઉદ્દેશ ન હોઈ શકે કૃપાલાનીજીએ આ વાત સારી પેઠે સમજાવી છે તેમણે ફોડ પાડીને એ વાત આપણી સામે મૂકી છે કઈ ચીજ પર કેટલો ભાર દેવો જોઈએ એ સમજવા માટે વિશ્લેષણ (પૃથક્કરણ)નો ઉપયોગ થાય છે પણ વિશ્લેષણની એક મર્યાદા છે જેમા વસ્તુનો

પૂરો અને સાચો અનુભવ વિશ્લેષણ મારફતે નહીં, બધાં અંગોનાં સંશ્લેષણ (જમાવટ)થી થાય છે. કેવળ વિશ્લેષણથી કોઈ વાર તો વસ્તુનો પ્રાણ જતો રહે છે. આપણે મોદકપ્રિય છીએ; આપણે નથી કેવળ લોટ ઇચ્છતા કે નથી કેવળ ઘી ઇચ્છતા, કે નથી કેવળ ખાંડ ઇચ્છતા, કે ત્રણેને અલગ અલગ પણ નથી ઇચ્છતા. આપણે આ કામ ઉપાડ્યું છે, કારણ કે આપણે સમાજમાં પરિવર્તન ઇચ્છીએ છીએ. આપણે આ કામ ઉપાડ્યું છે કારણ કે એથી ગરીબોને રાહત મળનારી છે. આપણે આ કામ ઉપાડ્યું છે કારણ કે આપણે આત્મશુદ્ધિ પણ ઇચ્છીએ છીએ એટલે કે આનાં જે જે પરિણામો ખસૂસ આવનાર છે તે બધાંને ભેગાં મેળવવા માટે અમે આ મોદક બનાવ્યો છે હું ઇચ્છું છું કે સર્વોદયના સિદ્ધાંતને માનનારા જે લોકો અહીં આવ્યા છે તેઓ સમજે કે તેઓ જે જે કંઈ કરવા ઇચ્છે છે તે આ ભૂદાનયજ્ઞ મારફતે કરી શકે છે

હરિજનબંધુ, ૧૦-૫-'૫૨

## ૮

## ભૂદાન સમિતિઓને માર્ગસૂચન

[શ્રી વિનોબા સાથે થોડા દિવસ પર ભૂદાનયજ્ઞની બાબતમાં ભિન્ન ભિન્ન પ્રાદેશિક સમિતિઓ તરફથી પુછાયેલા સવાલો અંગે વાત થઈ હતી. તે વાતનો સારાંશ નીચે આપવામાં આવ્યો છે આ સારાંશ શ્રી વિનોબાએ જોયો છે.]

### ૧. દાનપત્ર ક્યાં રાખવાં?

દરેક દાનપત્રની બે નકલ હોવી જોઈએ. બંને નકલ પર દાતા તથા સાક્ષીઓની સહી હોવી જોઈએ શરૂઆતમાં બંને નકલ ભૂદાનયજ્ઞ સમિતિના પ્રાંતિક કાર્યાલયમાં રહે. સારી સંખ્યામાં દાનપત્રો ભેગાં થાય, ત્યારે તે બધાં સર્વ સેવા સંઘને, રજિસ્ટર પોસ્ટથી મોકલી આપવાં રજિસ્ટર કર્યા વિના મોકલવામાં દાનપત્રો રખડી જવાનો ડર રહે

છે. તેથી રજિસ્ટર પોસ્ટથી જ મોકલવાં. દાનપત્રો પર વિનોબાજીની સહી કરાવી, સર્વ સેવા સંઘ તે બધાં પ્રાંતિક ભૂદાનયજ્ઞ સમિતિને પાછાં મોકલશે.

## ૨. દાનપત્રની ભાષા અને લિપિ

હિંદી ભાષા અને નાગરી લિપિ જ્યાં ચાલી શકે છે ત્યાં જે દાનપત્રનો નમૂનો અહીંથી મોકલવામાં આવ્યો હતો. તે બરોબર છે. બીજા પ્રાંતોમાં હિંદીનાગરી અને પ્રાંતની ભાષા અને લિપિ બંનેમાં દાનપત્ર છાપવાં જોઈએ. કાગળની એક બાજુ પર પ્રાંતની ભાષા અને લિપિમાં અને કાગળની બીજી બાજુ પર હિંદી ભાષા અને નાગરી લિપિમાં દાનપત્ર છાપવું જોઈએ. પ્રાંતિક ભાષા અને લિપિવાળી બાજુમાં દાતા તથા સાક્ષીઓની સહીઓ લેવી. નાગરી લિપિવાળી બાજુ પર બધી વિગતો તેમ જ દાતા, સાક્ષી વગેરેનાં નામ અને ઠેકાણાં ભરવાં. દાનપત્ર ભરનારા કે ભૂદાન સમિતિના કાર્યાલયવાળા નાગરી લિપિમાં લખે. એમ કરવાથી દાનપત્ર હરકોઈ સમજી શકશે.

આપવાની શક્તિ ધરાવતો હશે તેની પાસેથી કૂવાઓનુ દાન લેવુ યોગ્ય છે

### ૪. જમીનની વહેંચણી

(અ) દાનપત્ર પર વિનોબાજીની સહી થાય પછી જ જમીનની વહેચણી કરવી

(આ) વરસાદના દિવસોમાં પણ જમીનની વહેચણી થઈ શકે, પણ વહેચેલી જમીન પાક લેવાઈ જાય પછી નવા જમીન લેનારને મળશે

(ઇ) વહેચણી માટે સ્થાનિક સમિતિઓ બનાવવાનો શરૂઆતમાં વિચાર ન કરવો સ્થાનિક લોકોની મદદ લેવી ખરી તેમની પાસેથી શરૂઆતનુ જરૂરી કામ કરાવી શકાય પણ છેવટની વહેચણી સમિતિના સભ્યોએ જ કરવાની છે ભૂદાનયજ્ઞના કામમા વહેચણીનુ કામ ઘણુ મહત્ત્વનુ છે. તે બરોબર ન થાય, યોગ્ય માણસોને જમીન ન અપાય તો આપણો મૂળ ઉદ્દેશ માર્યો જાય અને બીજી જમીન મેળવવામા મુશ્કેલી પડે વહેચણી બરાબર થાય તો વહેચણી કરતી વખતે પણ નવી જમીન મળી શકે

(ઈ) વહેચણીની બાબતમા ઉતાવળ ન કરવી મળી કે તરત બધી જમીન વહેચાઈ જવી જોઈએ એવી અપેક્ષા ન રહેવી જોઈએ આપણો ઇરાદો જેમની પાસે નામનીયે નથી તેમને જમીન આપવાનો છે જમીન મળે અને વહેચાય તેની વચ્ચે થોડા મહિનાઓનો ગાળો જાય તો તે વધારે ન ગણાય

(ઉ) જેમની પાસે થોડી સરખી પણ જમીન હોય તેમને આજે જમીન આપવાનો વિચાર નથી ભૂમિહીનોને આપતા જમીન વધશે તો ઓછી જમીનવાળાને આપવામા વાધો ન હોય

### ૫. જમીન કેમ મેળવવી

(અ) જમીન પ્રાપ્ત કરવાને માટે પ્રાતિક સમિતિ જરૂર પ્રમાણે જિલ્લા સમિતિ વગેરે રચી શકે વ્યક્તિઓને પણ અધિકાર આપી

રકે ભૂદાનયજ્ઞ આંદોલનનું ધોરણ ઊંચું રહે અને આંદોલનમાં એકધારું ધોરણ રહે તે માટે ભૂદાનયજ્ઞનું કામ કરવા માગનારાઓએ પ્રાંતિક સમિતિ પાસે પોતાના નામો મોકલવા જરૂરી છે, અને પ્રાંતિક સમિતિની સંમતિ મળે પછી જાહેર રીતે એ કામ તેમણે કરવું પ્રાંતિક સમિતિએ પણ એવા કાર્યકર્તાઓના નામો વખતોવખત જાહેર કરતા રહેવું

પોતાના પરિચિત મિત્રો વગેરેને મળી જૂદાને માટે સમજાવવાનું વગેરે કામ દરેક વ્યક્તિ પોતાની મેળે ખાનગી રાહે પણ કરી શકે

(આ) જમીન મેળવતી વખતે જ દાતાઓને સમજાવી દેવું જોઈએ કે જ્યા સુધી એ જમીનની વહેંચણી થશે નહી ત્યા સુધી તેની દેખરેખ તેણે રાખવાની છે અને વરસાદ પહેલા વહેંચણી ન થાય તો વાવણી પણ કરવાની છે પાકની ઊપજમાથી ખર્ચ વગેરે જતા જે બચશે તે પ્રાંતિક ભૂદાન સમિતિને આપવામા આવે એવી અપેક્ષા છે

હરિજનબંધુ, ૨૬-૭-૫૨

## ૯
## તપશ્ચર્યાની આવશ્યકતા

[ કાશીમા ભરાયેલા ઉત્તર પ્રદેશના કાર્યકર્તાઓના સંમેલનમા પોતાના જન્મ દિવસે ૧૧-૯-૫૨ને રોજ આપેલું પ્રવચન ]

આનુ મહત્ કામ કરવાની જવાબદારી જેના પગ ને જેમના પર પરમેશ્વરે નાખી છે તેણે અને તે સૌએ તેને લાયક થવું જોઈએ દાન અને મનની વાત હુ લોકોની આગળ મૂકુ છુ અને તેઓ તેનો જવાબ પણ વાળે છે હુ એવુ નથી માનતો કે સાઠ લાખ એકર જમીન પ્રેમશક્તિથી મળી છે એ કોઈ નાની વાત છે પરતુ જે વાત સિદ્ધ કરવાની છે તે ધ્યાનમા લેતા આ તેનો નાનકડો ભાગ છે તેથી આપણે લોકોએ અને ખાસ કરીને મારે અધિક સામર્થ્યની માગણી

કરવી જોઈએ પણ માણસ તે જ કરી શકે જે પોતાની તપસ્યા વધતી જશે

### આશ્રમના આશ્રયનો ત્યાગ

ઋષિઓએ અને ભગવદ્ગીતાએ યજ્ઞ, દાન ને તપ, એ ત્રણ વાતો મારુમ મારી મૂકી છે હુ વિચાર કર્યા કરતો હતો કે આમાથી યજ્ઞ અને દાનની વાતો મે ચલાવી, પણ તપની વાત પર ભાર આપ્યા વિના યજ્ઞ અને દાન સિદ્ધ નથી થાય, આ ત્રણે મળીને જ પૂર્ણ વસ્તુ બને છે તપ આપણે કાર્યકર્તાઓએ કરવું જોઈએ યજ્ઞ ને દાન જનતા પાસે અપેક્ષિત છે, પણ તપસ્યા આપણી જ વધવી જોઈએ હુ વિચારતો હતો કે મારે શુ કરવુ? આ બાબતમા મે મારા મનમા ખૂબ વિચાર્યું તેને પરિણામે જે પ્રેરણા થઈ તે તમારી સામે શબ્દોમા વ્યક્ત કરવાનો મારો ધર્મ છે અને તે મારે કરવી પણ જોઈએ મે ઘણી વાર હનુમાનના શબ્દોમા કહ્યુ હતુ કે

रामकाज साध बिना माहि कहाँ विश्राम ?

રામનુ કાજ જ્યા સુધી સિદ્ધ થાય નહી, ત્યા સુધી મારે આરામ કેવો? એ દિશામાં હુ વિચાર કરતો રહ્યો અને એવા નિર્ણય પર આવ્યો કે મારે ત્યાગ કરવો જોઈએ શો ત્યાગ કરુ? એટલે વિચાર કરી એવો નિર્ણય કર્યો કે જ્યા સુધી આ આન્દોલનો ઉકેલ થાય નહી ત્યા સુધી આશ્રમનો આશ્રય મારે છોડી દેવો આ વિચાર પાછલા પાચસાત દિવસથી તીવ્રતાથી મારા મનમા ઘોળાયા કરતો હતો મે જે આશ્રમ સ્થાપ્યો છે, જ્યા હુ નિરન્તર સેવાકાર્ય કરતો આવ્યો છુ, જ્યા રહી મે દેશસેવાના પ્રયોગ કર્યા છે અને આજેયે જ્યા કાચન મુક્તિનો મહા પ્રયોગ ચાલે છે તે ભૂમિ પણ ત્યાગ અને તપસ્યાની છે છતા આશ્રમનો મને એક પ્રકારનો આશ્રય રહ્યો છે મે વિચાર્યું કે મારી દૃષ્ટિથી ભૂદાનયજ્ઞનું કાર્ય સિદ્ધ થાય નહી, ત્યા સુધી આશ્રમને આસક્તિરૂપ સમજીને મારે છોડી દેવો જોઈએ મે એવો નિર્ણય કર્યો છે અને તમારી સૌની સાક્ષીમા ભગવાનને નામે હુ એ જાહેર કરુ છુ

## સર્વોત્તમ રચનાકાર્ય

તમે જાણો છો કે મેં મારી જુવાનીનાં ત્રીસ વરસ શાંત ઉપાસના, ધ્યાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ અને રચનાત્મક કામમાં ગાળ્યાં છે. હું પ્રચારક નથી. જે પ્રચારક સ્વભાવનો હોય છે, તે પોતાની જુવાની આ રીતે ગાળતો નથી અને વૃદ્ધાવસ્થામાં આ રીતે પગે ચાલીને નીકળી પડતો નથી. હું રચનાત્મક કામમાં વિશ્વાસ રાખનારો એક નમ્ર સાધક, સેવક અને શોધક છું મને રચનાત્મક કામમાં જ સંતોષ અને સમાધાન મળે છે. આપણાં ગામડાંઓના સવાલોનું નિરીક્ષણ કરતાં હું એવા અનુમાન પર આવ્યો છું કે જમીનનો પ્રશ્ન આપણો પાયાનો સવાલ છે. અહિંસાત્મક રીતથી તેનો ઉકેલ કરવાનો ઇલાજ શોધી કાઢવો જોઈએ. અને આ સવાલનો ઉકેલ ન કરી શકીએ તો અહિંસાનો દાવો આપણે છોડવો જોઈએ અને અહિંસાનો દાવો છૂટ્યો કે રચનાત્મક કામ પણ ગયુ જાણવું હા, યંત્રીકરણથી તમે રચના કરી શકો. પણ તે કહેવા પૂરતી નવી રચના હશે. તે રસ્તે દેશનું લશ્કરીકરણ થશે મને એમા શ્રદ્ધા નથી.

ભારતીય સંસ્કૃતિ, અહિંસા, સર્વોદય વગેરે પર આપણને શ્રદ્ધા હોય તો ભૂદાનયજ્ઞનું કામ ઉપાડવુ જોઈશે. એથી જ રચનાત્મક કામ આગળ વધશે, નહીં તો આપણાં બધાં કામ નિસ્તેજ થઈ જશે મારી આવી પરિપૂર્ણ નિષ્ઠા બંધાઈ ત્યારે મે નિશ્ચય કર્યો કે હું આશ્રમમા નહીં રહુ હુ એવું માગું છું કે પોતાને ગાધીજીના શિષ્ય માનનારા બધા લોકો મે જે નિશ્ચય કર્યો છે તે સાચો છે કે ખોટો એનો વિચાર કરે ખોટો હોય, તો મને સમજાવે મેં કહ્યુ તે પ્રમાણે હુ કેવળ રચનાત્મક કામ કરવા માગું છું, અને ત્રીસ વરસ સુધી તે જ કરતો આવ્યો છુ. તેથી મારા આ નિર્ણયથી રચનાત્મક કામને જરાયે હાનિ પહોંચવાનો સંભવ નથી .મારા કામને એ સૌ બરાબર સમજે તો મને એમાં પૂરો સહકાર આપે બાપુના સત્યાગ્રહમાં જે પ્રમાણે લોકો પોતપોતાનાં રચનાત્મક કામ છોડીને કૂદી પડતા હતા, જે પ્રમાણે યુદ્ધ

વખતે કોઈ સિપાઈ તેમાં પડવાને આતુર થઈ જાય છે, તે પ્રમાણે તમે આ આંદોલનમાં સહયોગ આપો એવી મારી માંગણી છે. બીજા પાસે પણ એટલું જ માગું છું કે જેટલી મદદ કરી શકાય, તેટલી આ કામમાં આપો.

હરિજનબંધુ, ૮-૧૧-'૫૨

## ૧૦

## નિરર્થક આક્ષેપ

કાલના દૈનિક સમાચારપત્રમાં એક ખબર મારા વાંચવામાં આવી. અમારી બાજુના શેતકરીકામકરી (શેતકરી=ખેડૂત, કામકરી=મજૂર) પક્ષે ભૂદાનયજ્ઞના આંદોલનની સામે પોતાનો વિરોધ જાહેર કર્યો છે અને આ આંદોલનથી સાવધાન રહેવાને જનતાને દોરવણી આપી છે. આ ઠરાવનો અર્થ શો કરવો?

શું એનો અર્થ એવો છે કે જે લોકો આજે જમીન આપે છે તેમણે ન આપવી? આજ સુધી લોકો સારામાઠા ઉપાયોથી સંચય કરવામાં મડી રહ્યા છે. તેને બદલે લોકોનું વલણ ત્યાગી વહેંચણી તરફ વળે, તો એમાં કોને નુકસાન થશે ને શું નુકસાન થશે? એમ કહી શકાય કે કોઈએ અહંકારથી દાન ન આપવું. હું પણ એ જ કહ્યા કરું છું.

શું આ ઠરાવનો એવો અર્થ છે કે જમીન ભૂમિહીનોને આપવામાં આવે ત્યારે તેમણે ન લેવી? તેથી ભૂમિહીનોને શો લાભ થશે? એમ કહી શકાય કે તેઓ દીન બનીને ન લે; એ તો હું કહ્યા જ કરું છું. આ આંદોલનને પહેલે દિવસેથી આજ સુધી હું એકધારું કહેતો આવ્યો છું કે આપણે ભૂમિહીનો પર કોઈ ઉપકાર કરતા નથી, કેવળ તેમનો અધિકાર તેમને અપાવીએ છીએ.

શું આ ઠરાવનો એવો આશય છે કે બસોબસો એકરના માલિક જો એક બે એકર આપે તો એવું દાન ન લેવું? જો આ મતન હોય તો મને તે મંજૂર છે અને હું એ જ કરતો આવ્યો છું હવે તો મે છઠ્ઠો હિસ્સો માગવા માંડ્યો છે કમ હજારના માલિકે સો એકર આપવાનું કહ્યુ તે લેવાની મે સાફ ના પાડી દીધી છે આવા દેટનાયે દાખના છે છઠ્ઠો હિસ્સો મે સાધારણ લોકો પાસથી લીધો છે મોટા માણસો છઠ્ઠો હિસ્સો આપે તો તે કેવળ પહેલો હપતો હશે એવુ મે જાહેર ર્યું છે

શુ આ ઠરાવ એમ કહેવા માગે છે કે અમારુ આ આદોલન સરકાર મારફતે જમીનની બાબતમાં વધારે પ્રગતિકારક કામત કરાવવાના કામમા અડચણ નાખે છે? મે કોઈના હાથ રોક્યા નથી બનકે ભૂદાનના આદોલનને પરિણામે જે ભાવના ચારે કોર ફેલાતી જાય છે તેના પરિણામરૂપે પ્રગતિકારક કાયદાને ગતિ મળવાની છે

શુ એવો ર છે કે ભૂદાનના આદોલનથી અન્યાયના વિરોધની ધાર બૂઠી થઈ જાય છે? હુ ઊલટુ સમજુ છુ મને પૂછવામા આવે છે કે ગરીબ લોકો પાસેથી પણ હુ દાન કેમ લઉ છુ? તેના મે અનેક કારણો બતાવ્યા છે તેમાનુ એ એ બતાવ્યુ છે કે મારે મારી સેના ઊભી કરવી છે પોતે ગરીબ હોઈને પણ જે લો આ યજ્ઞમા ભાગ લે છે તે અમારી અહિંસક સેનાના સૈનિક બને છે જ્યાં કેટલાયે વરસોથી જમીન ખેડનારા ખેડુતો પાસથી જમીન ર જમીનનો કબજો લે છે ત્યા અહિંસાથી વિરોધ કરવાનો આદેશ મે મારા ભાષણમા એ તેને આપ્યો છે ઉત્તર પ્રદેશમાં તેનું ઇષ્ટ પરિણામ પણ આ યુ છે કિસાનોમા હિંમત આવી છે અને સરકારે પણ કિસાનોને મદદગાર આપવાની સૂચના પોતાના અમલદારોને આપી છે બિહારમાં મારો પ્રવેશ હમણા જ થયો છે અહીં પણ હું એ જ કહી રહ્યો છુ અને એમ માનુ છુ કે તેનુ ઇષ્ટ પરિણામ આવશે

સારાશ રોનકરીમમજરી પક્ષનો ઠરાવ નિરર્થક લાગે છે હું જાણું છુ કે તે પક્ષમા આસ્થાવાન માણસો છે તે લોકોને હુ એમ સૂચવવા માગુ છુ કે તેઓ ભૂમિહીનોનું ઉત્થાન ઇચ્છતા હોય તો બધી શકાઓ છોડી ભૂદાનયજ્ઞને સફળ કરવાના કામમા સામેલ થાય પછીયે કઈ શકાઓ રહી જાય તો મને મળીને ચર્ચા કરી પોતાની શકાઓનુ નિવારણ કરાવી લે અથવા પોતાનુ મ્હેનુ મને સમજાવે હુ તેમનો મિત્ર છુ કોઈ પણ વિચાર સમજવા માટે અને સમજાવવા માટે હું સ્વતત્ર છુ

ચકારી (બિહાર) ૩૧–૧૦–૫૨
હરિજનબધુ ૨૨–૧૧–૫૨

## ૧૧

## सर्वात सब रघुपतिकै आही*

૧૯૫૧ની સાલના એપ્રિલ માસની ૧૮મી તારીખને દિવસે મને ભૂદાનયજ્ઞની કલ્પના સૂઝી હવે દેશભરમા લોકોને એ કલ્પના રુચી ગઈ છે એમ માની શકાય ભૂદાનયજ્ઞની સાથે સાથે સપત્તિદાન યજ્ઞ પણ કેમ ન ચલાવવો એ વિચાર મારા મનમા આવ્યા કરતો હતો પણ ભૂમિનો સવાલ એક પાયાનો સવાલ હતો એનો ઉકેલ કર્યા વિના દેશમા મોટુ જોખમ ઊભુ થતુ મને દેખાતુ હતુ તેથી શરૂઆતમા એકલો એક જ સવાલ હાથમા લેવાનુ મને ઉચિત લાગ્યુ વળી ભૂમિ પરમેશ્વરની સીધી બક્ષિસ છે એ વાત હરકોઈ સહેજે સમજી શકે એમ છે અને તે ઉત્પાદનનુ પાયાનુ સાધન છે તેથી આરભમા જમીન પૂરતુ મર્યાદિત રહેવાનુ મને યોગ્ય લાગ્યુ ક્રમે ક્રમે એક એક પગલુ ભરવુ એ અહિંસાની પ્રણાલિને વધારે અનુરૂપ છે

પણ ભૂદાનયજ્ઞનુ કામ જેમ જેમ આગળ વધ્યુ તેમ તેમ સપત્તિનો હિસ્સો માગ્યા વગર વિચારની પૂર્તિ નહી થાય એ

* તુલસીદાસ

વાત સ્પષ્ટ થતી ગઈ અને છેવટે મારો નિશ્ચય થયો છે કે સંપત્તિનો પણ એક હિસ્સો મારે લોકો પાસેથી માગવો હું ઇચ્છું છું ખરો કે ઓછામાં ઓછો છઠ્ઠો ભાગ માગવો, પણ પછી લોકો પોતે વિચાર કરી જે આપે તે ખરું સંપત્તિ આપણે પોતાના પુરુષાર્થથી કમાયા હોઈએ તોપણ આપણા પોતાના માટે નથી ખરું જોતાં બધાના ઉપયોગને માટે પરમેશ્વરે આપણને તે સોંપી છે આ માગણીની પાછળ આ ભાવના છે કે જે પુરુષાર્થશક્તિથી આપણે સંપત્તિ મેળવીએ છીએ તે શક્તિ પણ પરમેશ્વરની બક્ષિસ છે

મારી પગપાળી યાત્રામાં મેં વારંવાર કહ્યું છે કે હું પૈસા લેવા માગતો નથી, પણ હવે હું સંપત્તિનો હિસ્સો માગવાનો છું એ બે વાતોનો મેળ કેમ બેસશે? એનો જવાબ એ છે કે નથી હું સંપત્તિ મારા હાથમાં લેવાનો કે નથી હું એની સંભાળની ખર્ચની, કે હિસાબની ચિંતા વહોરવાનો હું પોતે મુક્ત રહેવા ઇચ્છું છું લોકોપકારના કામોને માટે ઘણા નિધિઓ ભેગા કરવામાં આવે છે અને તેમનો કારભાર સમિતિઓ સંભાળે છે એવી વ્યવસ્થા કરવાનો પણ મારો વિચાર નથી વખતોવખત જુદા જુદા કામોને માટે એકઠા કરવામાં આવતા ઉપયોગી નિધિઓ અને આ સંપત્તિદાન યજ્ઞમાં બીજો પણ એક મહત્ત્વનો તફાવત છે તે એવો છે કે સંપત્તિનો હિસ્સો આ યજ્ઞમાં દર વરસે આપવાનો રહેશે તેથી મેં એમ વિચાર્યું છે કે એ સંપત્તિ દાતાની પાસે જ રહે, એનો ઉપયોગ તે અમારા નિર્દેશ મુજબ કરે અને તેનો હિસાબ દર વરસે અમને મોકલે એનો અર્થ એવો થયો કે આપનારો પોતાની સંપત્તિનો હિસ્સો જ નહીં આપે, પોતાની બુદ્ધિનો ઉપયોગ પણ તે માટે કરશે અમારા નિર્દેશ મુજબ એ સંપત્તિનો ઉપયોગ કરવાની વાત મેં કહી ખરી પરંતુ તેમાંયે તે પોતાને સૂઝે તેવી સૂચના કરી શકશે

એટલે એક વાત સ્પષ્ટ છે કે હું આ રીતે દાતા પર બધી જવાબદારી નાખું છું અને વિશ્વાસથી કામ લેવા ધારું છું તર્કવિતર્ક

કરનારાઓ આ અંગે આક્ષેપ કરશે એમ બને પણ ધર્મબુદ્ધિનો આધાર વિશ્વાસ પર હોય છે વિશ્વાસથી જે સલામતી મળે તે કાયદાના કોઈ પણ પ્રકારના બંદોબસ્તથી નથી મળે આ દૃષ્ટિ રાખી સંપત્તિદાન યજ્ઞની આ રીત મે ધારી છે

આ યજ્ઞમા ભાગ લેનારા પોતાના કુટુંબની સાથે વિચાર કરી બધાના મનનુ સમાધાન કરી પૂરા પ્રેમથી આમા ભાગ લે હુ માનુ છુ કે ભક્તજનો આ કામમા મારી સાથે જોડાશે તો એક જીવન વિચારની ભૂમિકા તરીકે આ કલ્પના દેશમા ફેલાશે અને સામ્યયોગને સહજ પ્રેરણા મળશે બધાયે સજ્જનો અને આગળા દિલના માણસો આગળ આ વિચાર હુ ચિંતનને માટે રજૂ કરુ છુ

હરિજનબંધુ ૨૮-૧૧-'૫૨

## ૧૨

# અપરિગ્રહપરાયણ સમાજનો આદર્શ

[ટેકરીની પ્રાર્થનાસભામા લોકસમુદાય સમક્ષ આપેલુ ભાષણ ]

હુ જે કામ કરી રહ્યો છુ તેની પાછળ એક ફિલસૂફી છે કોઈ પણ વિચારનુ જ્યા સુધી ઊંડાણમા મૂળ બાઝતુ નથી ત્યા સુધી તે ટકી શકતો નથી હુ જે પગલુ ઉપાડુ છુ, તેના ઊંડાણમા ઊતરીને મૂળ પકડ્યા વિના રહેતો નથી સમાજમા જે પરિવર્તન આણવુ છે, તેના મૂળના શોધનને માટે હુ નિરન્તર ચિન્તન કરતો હતો અને હવે હુ નિશ્ચિત થઈને ફરુ છુ કોઈ પણ સવાલનો મને ડર રહ્યો નથી કારણ કે મને વિશ્વાસ છે કે દરેક માનવી સમસ્યાનો ઉકેલ માનવીબુદ્ધિથી થવો જ જોઈએ

હુ જે વિચારની વાત ચલાવવા ઇચ્છુ છુ તેની વિરુદ્ધના જે વિચારની વાત આજે ચાલી રહેલી છે, તેને અપહરણ કહે છે અપહરણના

વિચાર પર વિશ્વાસ રાખનારા માને છે કે આખર વ્યક્તિ સમાજને માટે છે, અને સમાજને માટે વ્યક્તિની સંપત્તિનું અપહરણ કરવામાં કોઈ દોષ નથી કારણ કે વ્યક્તિની સંપત્તિના અપહરણને રોકનારો વિચાર ખુદ મોટો છે. આજે તે વિચાર તરફ દુનિયાના ઘણાખરા દેશો આકર્ષાયા છે. તેની વિરુદ્ધમાં હું અપરિગ્રહનો વિચાર મૂકું છું. ઘણુંખરું એવું માનવામાં આવે છે કે અપરિગ્રહ માત્ર ગાંધીજી, વિનોબા કે એવા બીજા સંન્યાસીઓને માટે છે અને સામાન્ય જનતાને માટે પરિગ્રહ જ હોય. તેથી લોકો સંન્યાસીઓને આદર આપે છે પરંતુ ક્યાંક ક્યાંક તો તેમને પોતાના ઘરમાં પણ પ્રવેશ કરવા દેતા નથી. સંન્યાસને અંતિમ આદર્શ તરીકે માનવામાં આવે છે. પણ ગૃહસ્થ જીવનમાં પરિગ્રહ જ ચાલે છે. ધર્મવિચારને આ રીતે ખંડિત કરવાથી તેનો લાભ મર્યાદિત જ મળી શકે. આથી પરિણામ એવું આવ્યું કે લોભીનો મુકાબલો કરવામાં નિર્લોભી પણ લોભી બની ગયો. ક્ષત્રિયત્વને નાબૂદ કરવાને માટે પોતે ક્ષત્રિય બની પોતાની જેમ હાર પાડવામાં અસફળ થનાર પરશુરામનો દાખલો આપણી સામે મોજૂદ છે. જેની સાથે મુકાબલો કરવો છે તેનું શસ્ત્ર અપણે સ્વીકારી લઈએ તો તેના સ્થૂળ રૂપને આપણે ભલે મારી શકીએ પણ સૂક્ષ્મ રૂપમાં તેને અમર કર્યા વગર રહેતા નથી. આજે દુનિયામાં લોભનું પરિગ્રહનું રાજ છે. પરિગ્રહની આસપાસ એવા કાનૂન ઊભા કરવામાં આવે છે કે પરિગ્રહ ખોટો છે એમ માનવામાં આવતું નથી. ચોરીને આપણે ગુનો માનીએ છીએ પણ જે સંગ્રહ કરી ચોરને પ્રેરણા આપે છે તેની કૃતિને ચોરી માનતા નથી. ઉપનિષદોની કથામાં રાજા કહે છે કે 'મારા રાજ્યમાં નથી કોઈ ચોર કે નથી કોઈ કંજૂસ.' કારણ કે કંજૂસ સરવાળે ચોરને પેદા કરે છે. ચોરોને આપણે જેલમાં મોકલીએ છીએ અને તેમના બાપને છૂટા રાખીએ છીએ. તેઓ શિષ્ટ પ્રતિષ્ઠિત બની ગાદી પર બેસે છે. આ કેવો ન્યાય છે? ગીતાએ પણ તેમને ચોર કહ્યા છે. પણ આપણે આજે ગીતાને સંન્યાસીઓનો ગ્રંથ કહીને તે તેનાથી પણ સંન્યાસ લીધો છે.

જે રીતે આપણે યજ્ઞમાં આહુતિ આપતી વખતે કહીએ છીએ કે इन्द्राय इदं. न मम — આ મારું નથી ઇન્દ્રને માટે છે, તે પ્રમાણે આજે ખેતીમાં અગર કારખાનામાં કંઈ ઉત્પાદન કરીએ છીએ, તેને વિષે કહેવું જોઈએ કે समाजाय इदं, राष्ट्राय इदं. न मम — આ બધું મારે માટે નથી, સમાજને માટે છે, રાષ્ટ્રને માટે છે. પોતાની પાસે જે કંઈ છે, તે બધુંયે માણસે સમાજને અર્પણ કરવું જોઈએ. પછી સમાજ તરફથી પોતાની જરૂરિયાત મુજબ જે કંઈ મળશે, તે અમૃત બનશે.

પણ આજકાલ તો સર્વિસિઝની વાતો ચાલી છે. સિવિલ સર્વિસ, એજ્યુકેશનલ સર્વિસ, મેડિકલ સર્વિસ છે અને વાત એટલી હદે પહોંચી છે કે ભોજન, મોટર અને ચર્ચાની પણ સર્વિસ થાય છે. સિવિલ સર્વિસના જે નોકર છે, તેમને હજાર રૂપિયા પગાર મળે છે અને ગરીબ જનતા જે તેમના સ્વામી છે, તેમને આઠ આના રોજ મળે છે. જે લાખો કમાય છે, તેઓ સેવક હોવાનો દાવો કરે છે અને જેઓ આખા સમાજને માટે અનાજ પેદા કરે છે, તે વિચારે છે કે હું મારા પેટને માટે કામ કરું છું. આ જાતની સર્વિસિઝની શી વાત કરવી? આપણી ભાષામાં આને માટે દંભ, ઢોંગ, એ જ શબ્દો છે. આ દંભની કેડ ભાંગી નાખવાને માટે મેં એવો વિચાર રજૂ કર્યો છે કે ભૂમિ પર સૌનો સમાન અધિકાર છે. આપણી પાસે પોતાની એવી સંતતિ, સંપત્તિ, ભૂમિ અને બુદ્ધિ જે કંઈ છે, તે બધું સમાજને માટે છે. જે અપરિગ્રહની વૃત્તિ હું ઇચ્છું છું તે કેળવાય તો તેથી વૈભવ વધશે, પણ તે વૈભવ સમાજનો વધશે. સમાજ નારાયણસ્વરૂપ છે, તેથી લક્ષ્મી તેની પાસે પડી રહેશે. તે વૈરાગી શંકર છે, પણ કુબેર તેના હાથમાં રહેશે. અપરિગ્રહના આધાર પર આપણે એક ભવ્ય અને સુંદર સમાજરચના નિર્માણ કરવી છે અને તેના પાયાના રૂપમાં મેં જમીનનો પ્રશ્ન ઉપાડ્યો છે.

આજે જે ધન કમાય છે, તે તેની સાથે રોગ અને ચિંતા પણ વહોરે છે. ધન કમાઈને તે પુત્ર, મિત્ર અને પડોશીનો પ્રેમ ખુએ છે; તેથી દુઃખી પણ છે. આજે સમાજમાં તવંગર અને ગરીબ, બંને દુઃખી છે. તેથી આ સમાજરચના બદલ્યે જ છૂટકો છે.

મારા કામને વિષે એક ગેરસમજ ન થવા દેશો. આ એક ધર્મવિચાર છે. મનુષ્યને આસક્તિથી છોડાવી અપરિગ્રહી બનાવવાનો મારો ઉદ્દેશ છે. તેથી જે મોટા મોટા પરિગ્રહી છે, તેમની પાસે દાન માગવાને માટે જવાનું છે, એવી આ વાત નથી. આસક્તિ એક લંગોટીમાં પણ રહી શકે છે. તેથી દરેક વ્યક્તિની પાસે જઈ વિચાર સમજાવવો છે અને દાનપત્ર મેળવવું છે. આ દાનપત્ર મારા વિચારની માન્યતાનો દાખલો છે.

રાજીખુશીથી આપણે સમાજને બધુંયે અર્પણ કરવાને માટે તૈયાર થઈશું, ત્યારે આપણે એવી સરકાર બનાવીશું કે જેને પૈસાને માટે અમેરિકાની મદદ કે નાશિકના છાપખાનાની મદદ નહીં લેવી પડે. હિંદુસ્તાનનું દરેક ઘર તેની બેંક થશે. તે જે કંઈ માગશે, તે માગણી લોકો તરત પૂરી કરશે. લોકો સમાજ પર બધી ચિંતા નાખી પોતે ચિંતામુક્ત થશે. પણ આજે સમાજ અને વ્યક્તિ બંને એ વાતને માટે તૈયાર નથી. તેથી મેં આજે ફક્ત છઠ્ઠા ભાગની માગણી કરવા માંડી છે. દોઢ વરસ પહેલાં મેં કહ્યું હતું કે હું વામન બનીને આવ્યો છું. મારું પહેલું પગલું ભૂમિદાન હતું, બીજું પગલું આ સંપત્તિદાન છે અને ત્રીજા પવિત્ર પગલાની સામે માથું નમાવવાને માટે તમારે તૈયાર રહેવું જોઈશે. એ ત્રીજું પગલું શું હશે? આ ત્રીજું પગલું એટલે ગરીબોની સેવાને માટે તમારે સૌએ ગરીબ બનવું જોઈશે. એ પછી આખી દુનિયા હિંદુસ્તાનનું અનુકરણ કરશે.

હરિજનબંધુ, ૨૯–૧૨–'૫૨

## ૧૩

# સંપત્તિદાન

[પુરુલિયા જિલ્લાના ચાંડિલ ગામે ૩૦-૧૨-'૫૨ને દિવસે પ્રાર્થનાસભામાં કરેલું પ્રવચન.]

આજે તામિલનાડથી એક પત્ર આવ્યો છે. ત્યાંના બે ભાઈઓએ સંપત્તિદાન આપ્યું છે. બંનેએ પોતાની સંપત્તિનો છઠ્ઠો ભાગ આપ્યો છે.

અત્યારથી જ આ કલ્પના લોકોને આવી આકર્ષક લાગવા માંડી છે. હું ધીરે ધીરે ઊંડાણમાં જઈ તેનો પ્રચાર કરવા માગું છું. જે આપશે તે જિંદગીભરને માટે આપશે. ઘણાને જિંદગીભર છઠ્ઠો કે આઠમો ભાગ દાનમાં આપવાનો વિચાર સરખો કઠણ લાગે છે, પણ તે વિચાર કરતા નથી કે એક વાર લગ્ન કર્યા પછી જિંદગીભરને માટે પોતાને બાંધી લે છે. હિન્દુ ધર્મે તો સંન્યાસની પણ છૂટ રાખી છે. છતાં જે માણસ આમરણ બંધનમાં રહે છે, તેઓ આ વાતમાં કેમ અચકાયા કરે છે? આમાં કેવળ ત્યાગ છે. ભોગ ભોગવવાની વાત સરખી નથી. તેથી શુદ્ધ વિચાર કરનારા આ ચીજને જીવનનું અંગ સમજે. જે પ્રમાણે જિંદગીભર સ્વચ્છ હવા અને સ્વચ્છ આહાર આપણે લઈએ છીએ, તે પ્રમાણે જીવનભર પોતાની સંપત્તિનો એક ભાગ લોકોને આપવાનો છે. ખરી રીતે બધુંયે આપવાની વાત હોવી જોઈએ, પણ ટ્રસ્ટી તરીકે ભલે પોતાની પાસે થોડું રાખે ને બાકી બધું આપી દે.

સંપત્તિદાનમાં મળેલી સંપત્તિ હું લેતો નથી. એ તો આપનાર માણસની પાસે જ રહેશે. સંપત્તિ પોતાના હાથમાં ન રાખવાથી અનેક જંજાળોમાંથી આપણે બચીએ છીએ. આપણે નાનાં નાનાં ફંડ ઘણી વાર એકઠાં કર્યાં. મોટું ફંડ ગાંધી નિધિનું કર્યું. પણ એના પૈસાનું શું કરવું તે સૂઝતું નથી અને પૈસા એમના એમ પડ્યા છે. સંપત્તિદાનમાં એવી વાત નથી. જે સંપત્તિ મળશે તેનો તે જ વરસે ઉપયોગ

થશે. ગરીબોને આજીવિકાનું સાધન મેળવી આપવું અને ત્યાગી કાર્યકર્તાઓને જીવનનિર્વાહને માટે મદદ આપવી આ બે વાતો મેં હમણાં બતાવી છે. પરંતુ જેમ જેમ કામ વધશે તેમ તેમ બીજી વાતો પણ બતાવીશ. જેટલી સંપત્તિ મળશે તેનો ઉપયોગ આજે જ થઈ જાય એટલું વ્યાપક ક્ષેત્ર ખુલ્લું પડ્યું છે.

આપણે લાખોને જમીન આપીશું, જ્યાં તેમને બીજી મદદ પણ આપવી જોઈશે. એટલું જ નથી, હું તો કાર્યકર્તાઓની સેના પણ ઊભી કરવા ચાહું છું. આજની દરિદ્ર અને દયાપાત્ર દશા ચાલુ રહેશે તો હિંદુસ્તાન આગળ નહીં વધે. પાંચપચાસ ગામમાં એક કાર્યકર્તા ફરતો રહે અને એકાદ સ્થાયી રહે એ પ્રમાણે પચાસ ગામને માટે માત્ર બે કાર્યકર્તાઓ ગણીએ તોપણ બિહારમાં ત્રણ હજાર કાર્યકર્તાઓ જોઈએ. આ હિસાબે હિંદુસ્તાનમાં પણ જોઈએ. પણ આજે કેટલા છે? કાર્યકર્તાઓના પોષણની ચિંતા મને સ્વપ્નામાંયે સતાવતી નથી. શરત એટલી કે તેઓ સાચા કાર્યકર્તાઓ હોવા જોઈએ. ૭ જણા છઠ્ઠો ભાગ આપે તો એકનું પોષણ થઈ જાય. ૭ કુટુંબ એક કુટુંબનું પોષણ કરશે, તો હજારોને ખવડાવી શકાશે.

આ અત્યંત વ્યાપક યોજના છે; છતાં આ કામ હું એકદમ વ્યાપક કરવા ચાહતો નથી. હું દરેકના જીવનમાં પ્રવેશ કરવા માગું છું અને તેમની સાથે વ્યક્તિગત સંપર્ક સાધવા ઇચ્છું છું. પૂરી રીતે સમજી વિચારીને અને પોતાના કુટુંબની સંમતિથી જે આપે તેની પાસેથી જ લેવાનો હું વિચાર કરું છું. હું આ વિષે એ રીતે વિચાર કરવા ઇચ્છું છું કે એમાં કોઈ દોષ ન રહેવા પામે. તેથી હમણાં કોઈ સંસ્થાને પણ આ કામ સોંપતું નથી. જ્યારે તે વધશે ત્યારે પછીનો નિર્ણય વિચારી શકાશે.

સમજીવિચારીને લોકો આપી રહ્યા છે, એથી મને આનંદ છે. એક પણ માણસ આપ્યા વિના ન રહે એમ હું ઇચ્છું છું. ગરીબતવંગરનો ભેદ મટાડવો છે. દરેકને ભગવાને કંઈક આપ્યું છે તો દરેક મને તેમાંનો

એક ભાગ સોંપે. લોકો આપનું શું કરશે તો હિંદુસ્તાનની હવા જોતજોતામાં પલટાઈ જશે. જે શક્તિ ભૂદાનમાંથી પ્રકટ થઈ છે, તે જ સંપત્તિદાન યજ્ઞમાંથી પણ પ્રગટ થશે.

આ અદ્ભુત કલ્પના મને સૂઝી છે. ભૂદાન પછી હું સંપત્તિને વિષે વિચારી રહ્યો હતો. સંસ્થાઓને માટે આપણે પરિગ્રહ કર્યો. હવે અપરિગ્રહના આધાર પર સંસ્થાઓ કેમ સ્થાપવી ને ચલાવવી તેની કેળવણી આપણને સંપત્તિદાન યજ્ઞથી મળશે. આપણે કંઈ એકઠું કરવું નથી. જે આ વિચારને માન્ય કરશે, તેને ઘેર આપણો નિધિ પડ્યો રહેશે. પરિગ્રહથી અપરિગ્રહમાં લાખ દરજ્જે અધિક શક્તિ છે. સંપત્તિદાનની વાત ફેલાશે, ત્યારે અપરિગ્રહમાં કેટલી મોટી શક્તિ રહેલી છે તેનું લોકોને દર્શન થશે.

હરિજનબંધુ, ૩૧-૧-'૫૩

# ૧૪

## ગાંધીવિચારના પ્રેમીઓને

બારમી ફેબ્રુઆરીનો દિન પાસે આવ્યો છે. સૂત્રાંજલિ સમર્પણનું એ મહાન પર્વ. આ સમર્પણની શક્તિનું હજુ લોકોને જોઈએ તેવું ભાન જાગ્યું નથી. રામચરિત્રમાં હનુમાનનું, તે સર્વોદયની સ્થાપનામાં સૂત્રાંજલિનું કામ છે. મારા મનશ્ચક્ષુની સામે તેનું એક ઘણું રમણીય ચિત્ર ઊભું થાય છે. દરેક મેળાના સ્થાનમાં એક સૂતરકૂટ પર્વત હું જોતો રહ્યો છું.

લોકમાનસ તૈયાર છે, પણ કાર્યકર્તાઓની અછત છે. જેઓ છે, તેમનામાં કલ્પનાશક્તિની ખામી છે. જેમનામાં કલ્પનાશક્તિ છે, તેઓ યોજના કરી શકતા નથી. આવી આપણી પંગુઓની જમાત છે. છતાંયે ઈશ્વર ઇચ્છશે, તો પંગુ લંઘયતે ગિરિમ્‌નો અનુભવ થઈ શકશે.

ગઈ સાલ આપણા લોકોનાં — સર્વોદય સમાજવાળાનાં પણ — મગજ અને મન બંને ચૂંટણીમાં એટલાં ખેંચાયેલાં હતાં કે સૂત્રાંજલિના કામની મોટે ભાગે ઉપેક્ષા થઈ. મારી ભૂદાનની યાત્રા તે દિવસોમાં રોજ નિયમિતપણે ગંગાયમુનાના પ્રદેશમાં ચાલુ રહી હતી. જેઓ ભૂદાનયજ્ઞમાં મદદ કરશે એવી અપેક્ષા હતી, તેવા ઘણાખરા સાથીઓ પણ મને એમ ને એમ છોડી ચૂંટણીની ધમાલમાં ઊપડી ગયા હતા. જેમ કોઈ શ્રીમંત દુર્ભાગ્યવશ ગરીબ થઈ જતાં તેના બધા સંબંધીઓ તેને છોડી દે છે તેનું કંઈક મારું થયેલું. પણ મારું કામ તો ચાલ્યું. સામાન્ય લોકોએ પૂરો રસ લીધો. ભૂદાન પણ ધારણા પ્રમાણે મળ્યું. પણ મિત્રોએ મને સૂચના કરવાનું સાહસ કર્યું હતું કે ચૂંટણીપર્વ પર હું એકાદ દિવસ મારું કામ બંધ રાખું તો વધારે સારું. તે દિવસોમાં કાર્યકર્તાઓનાં દિલ કેવાં ઊંચાં થઈ ગયાં હતાં, તેનો મારો આવો પ્રત્યક્ષ અનુભવ છે.

ખેર, જે થયું તે થયું. હવે આ સાલ સર્વોદયપ્રેમીઓ આ કામમાં મંડી પડે તો નવભારતનું ભવ્ય દર્શન જોવાનું મળે. ચરખા સંઘની લાખો કાંતનારી બહેનોને પ્રેમથી સમજાવવામાં આવે તો ગાંધી બાબાની સ્મૃતિમાં એક એક આંટી ખુશીથી આપશે.

નઈ તાલીમનાં અને બીજાં વિદ્યાલયોના વિદ્યાર્થી અને શિક્ષકો પણ એમાં જોડાઈ શકે. ગાંધીજીના સંતાનરૂપ સેંકડો સંસ્થાઓ જે હિંદુસ્તાનમાં જ્યાંએ જ્યાંએ છે, તે આ કામને આગળ વધારી શકે. કોંગ્રેસવાળા અને બીજા પ્રજાસમાજવાદીઓ, જેમને માથે ગાંધીજીનો વરદ હસ્ત હતો અને જેઓ ગાંધી બાબાનું નામ હર વખતે લે છે, તેઓ એક એક આંટી સહેજે આપી શકે. આપણે સૌ દૂર સુધી પહોંચીએ અને સો માણસમાંથી પણ એક આંટી મેળવી શકીએ તો છત્રીસ લાખ આંટીઓ જમા થઈ શકે અને સૂત્રકૂટ પર્વત ઊભો થાય.

પણ ગયે વરસે અઢી લાખ આંટીઓ એકઠી કરવાનો સંકલ્પ હતો અને ભેગી થઈ એક લાખ આંટીઓ. આ જોતાં હમણાં છત્રીસ

લાખની વાત કોણ કરશે? તેથી હું એટલું જ કહું છું કે વધારેમાં વધારે જેટલું થઈ શકે, તેટલું સૌ ભેગા મળીને કરે. આ વખતે ગુજરાતના સુતાનોએ પચાસ હજાર આંટી ભેગી કરવાનો સંકલ્પ કર્યો છે. હું ઇચ્છતો હતો કે દર સોએ એક આંટીને હિસાબે ગુજરાતવાળા સવા લાખ આંટી કરી આપે. પણ સંકલ્પ કરવાનો તેમનો આ પહેલો પ્રસંગ હતો, તેથી તેમણે થોડો હળવો સંકલ્પ કર્યો. મેં સમાધાન માની લીધું. ગાંધીજી આમ તો હિંદુસ્તાનનાયે નથી પણ આખી દુનિયાના છે. તોયે, તેઓ ગુજરાતી હતા. તેમણે પોતાનાં ઘણાંખરાં મૌલિક લખાણ ગુજરાતીમાં લખ્યાં છે. ગુજરાતની મારફત હિંદુસ્તાનની સેવા કરવાના ખ્યાલથી, બીજાંત્રીજાં અનેક સ્થાનોમાંથી માગણી થવા છતાં, તેમણે ગુજરાતના પાટનગરમાં આશ્રમ સ્થાપ્યો હતો. આ બધું આપણે ભૂલી શકીએ નહીં. તેથી હું આશા રાખું છું કે ગુજરાત આ સાલ નહીં તો આવતી સાલ આખા હિંદુસ્તાનમાં અગ્રેસર થશે અને બધાને માર્ગ બતાવશે. અને પછી બીજા પ્રાંતો પણ કેમ પાછળ રહેશે?

કોંગ્રેસમાં બોગસ મેમ્બરોની વાતો ચાલે છે અને શુદ્ધિ કેમ કરવી તે એક સવાલ થઈ પડ્યો છે. ચાર આનાને બદલે ઉત્પાદક શ્રમને સ્થાન અપાયું હોત તો ઘણોખરો ભય ટળત અને લાભ થાત. ગાંધીજીએ પહેલાં એવી કોશિશ કરી હતી ખરી. પણ તેમના છતાં તે સફળ ન થઈ. આમ તો શ્રમપ્રતિષ્ઠા પર વ્યાખ્યાન જ્યાં ને ત્યાં ઘણાં આપવામાં આવે છે, પરંતુ ઉપનિષદની ભાષામાં वाचारम्भण श्रमो नामधेयं चवल्ली जित्येव सत्यम्, આનો હિન્દી ( ગુજરાતી ) અનુવાદ હું આપવા ઇચ્છતો નથી. પણ સર્વોદયવાળા અને બીજા ગાંધીવિચાર પ્રેમીઓ પણ આંટી-સમર્પણની કલ્પના યશસ્વી કરી શકે તો શ્રમની પ્રતિષ્ઠા સિદ્ધ થશે અને એક નવો રસ્તો ખુલ્લો થશે.

દારિદ્રયગ્રસ્ત પ્રાચીન મોહનદાસને આ કલ્પના સૂઝી હોત તો ભીખ માગીને મૂઠીભર તાંદુળ ભગવાનને ભેટ ધરવાને માટે લઈ ગયો તેને

બદલે પોતાના મોટા કુટુંબમાંથી દરેકની એક એક આંટી લઈ જઈને તે ભગવાનને ભેટ ધરત અને ભગવાન એટલા પ્રસન્ન થાત કે બદલામાં તેની નગરી તેઓ કાંચનની ન બનાવત પણ તેને કાંચનમુક્તિ આપત અને સ્વાવલંબી બનાવત. પરંતુ ઐચ્છિક દારિદ્ર્યને વરેલા અર્વાચીન સુદામાદેવે આપણુંને આ વાત સુઝાડી છે અને તેમનાં બાળકો હોઈને તે સઝને આપણે સમજી ન શકીએ તો આપણા જેવા અભાગી બીજા કોણ હશે?

ચાંડિલ, ૧૦–૧–'૫૩
હરિજનબંધુ, ૩૧–૧–'૫૩

## ૧૫

## બાપુની પુણ્યતિથિ

[૩૦–૧–'૫૩ને દિવસે ચાંડિલમાં કરેલું પ્રાર્થનાપ્રવચન.]

આજે મારું હૃદય ભરાઈ આવ્યું છે; છતાં બે ચાર શબ્દ બોલવાની કોશિશ કરીશ. બાપુએ પોતાનો નશ્વર દેહ છોડ્યો તેને પાંચ વરસ થયાં. એમ તો સૌ કોઈ દેહ છોડે છે. મહાન અવતાર પણ છોડે છે અને સામાન્ય પ્રાણી પણ છોડે છે. પરંતુ જે મહાન પુરુષો ગયા, તે પોતાની પાછળ કંઈક મૂકતા ગયા છે. જે તેઓ મૂકતા ગયા, તે તેમના જીવનનો અમર અંશ હતો. રામ, કૃષ્ણ, બુદ્ધ અને બીજાં પણ અનેક નાનાંમોટાં નામો આપણે હિંદુસ્તાનમાં સાંભળીએ છીએ. જરથુષ્ટ્ર, ઈસુ, મહંમદ પેગંબર જેવાં હિંદુસ્તાનની બહારનાં નામો પણ આપણે સાંભળીએ છીએ; પરંતુ આપણે તે બધાને જોયા નથી. હા, કેટલાક લોકોએ તેમને જોયા હતા અને તેમનું સ્મરણ તેમની પવિત્ર થાપણની જેમ આપણે સાચવી રાખીએ છીએ.

બાપુનું જીવન નીરખવાની તક આપણામાંથી ઘણાને મળી. કેટલાક લોકોને તો તેમની સાથે રહીને કામ કરવાનું સદ્ભાગ્ય મળ્યું

છે ઘણાએએ તેમણે બતાવેલે રસ્તે ચાલી પોતાના જીવનમા પરિવર્તન ર્યું છે સમગ્ર ભારતવર્ષે તેમને માર્ગે ચાલીને સ્વતત્રતા મેળવી છે હવે તેમના ગયા પછી તેમની સ્મૃતિમા આપણે દર વરસે કઈક કરીએ છીએ એથી તેમને તો કશો લાભ થતો નથી તેઓ પોતાના ઉત્તમ કર્મોથી ઉત્તમ ગતિને પામ્યા આપણે સ્મરણ કરીને તેમની ગતિને કશો ફાયદો પહોચાડતા નથી તેમની ગતિ આપણા સ્મરણ પર આધાર રાખતી નથી પરતુ આ સ્મરણ આપણે આપણા લાભને માટે કરીએ છીએ

આજે આપણે વિચારવાનુ એ છે કે પાચ સાલના સ્મરણથી આપણને શો લાભ થયો ? સમાજ અને દેશ તેમનુ રાષ્ટ્રપિતા તરીકે સ્મરણ કરે છે તો આપણા અગત જીવનમા અને સામાજિક જીવનમા આ સ્મરણથી આપણે શુ મેળવ્યુ ? આપણા જીવનમા આપણે સુધારો કર્યો ? આપણે તેમણે બતાવેલે રસ્તે ચાલવાની કેટલી કોશિષ કરી એ વિચારવાનુ છે અને તેમણે બતાવેલે રસ્તે ચાલવાની આપણે આપણાથી બનતી પૂરી કોશિશ કરવાની છે

તેમના મૃત્યુ પહેલા બત્રીસ વરસ સુધી હુ આશ્રમમા હતો ચિતન, મનન અને તેમણે બતાવેલે માર્ગે ગરીબોની ગામડાના લોકોની હુ સેવા કરતો હતો

તેમના ગયા પછી નેહાએ અપેક્ષા રાખી અને મને પણ હિદુસ્તાનમા ફરવાની જરૂર જણાઈ પહેલા રેલગાડીથી મુસાફરી કરી, લગભગ અર્ધુ હિદુસ્તાન એ રીતે ફરીને જોયુ હુ વિચાર કર્યા કરતો હતો કે આમતેમ ફરીને થોડી સેવા કરી શકીશ પણ બાપુએ જે પાયાની વાત બતાવી છે, એટલે કે અહિસા દ્વારા સામાજિક ક્રાતિ કરવાની છે તે કેવી રીતે થાય ? છેવટે ચિતામણિ હાથ લાગો ને તે ભૂદાનયજ્ઞ અને સપત્તિદાન યજ્ઞના રૂપમા તમારી સામે મોજૂદ છે હુ આને પૂરા અર્થમાં ચિતામણિ માનુ છુ જેનાથી દરેકની જરૂરિયાત પૂરી પડે તે

ચિંતામણિ ભૂદાનયજ્ઞ અને સંપત્તિદાન યજ્ઞ એવો કાર્યક્રમ છે કે જેને વેગ આપવાથી, પૂર્ણતા સુધી પહોંચાડવાથી જેટલા રચનાત્મક કામો છે તે બધા ફૂલશેફાલશે, નહી તો બધાં મરી જશે તેથી હું બે વરસથી સતત આ કામમાં મંડ્યો છું આટલા વરસો હું રચનાત્મક કામોમાં પડ્યો હતો પણ મારુ માનવુ છે કે જે કામ આઝાદી મળ્યા પછી બાપુને કરવાનું હતું, તે હું કરી રહ્યો છુ બધાયે કાર્યકર્તાઓ, ગમે તે પક્ષના હોય કે પક્ષની અંદર જેટલાં દળો હોય તે દળોવાળા હોય, તે સૌ બધા દળો અને પક્ષોને ભૂલીને આ કામમા વરસ બે વરસ લાગલગાટ મંડી પડે તો જે સ્વતંત્રતા આપણે હાસલ કરી છે તેનુ સુખ આપણને જોવાનું મળે સ્વતંત્રતા મળ્યા પછી આ સુખનો સ્વાદ આપણને હજી ચાખવાનો મળ્યો નથી જ્યાં સુધી જે માણસ સૌથી ગરીબ છે તે ઊંચો ચડશે નહી ત્યાં સુધી તે સ્વાદ ચાખવાનો મળવાનો નથી પણ તે એટ નીચલે પગથિયે જઈ ચૂક્યો છે ને ત્યાથી વધુ નીચે જવાની જગ્યા રહી નથી તે એટલો નીચે પડી ગયો છે કે તેને ઊંચે લેવાનુ પણ મુશ્કેલ થતુ જાય છે તેને ઊંચે લેવાની કોશિશ પણ થતી નથી મારુ કહેવુ એવુ છે કે તેને ઊંચો લેવાની કોશિશ થાય તો બાકીના બધા ઊંચે ચડશે દેશને ઊંચે લેવાના જે બીજા પ્રયત્નો થઈ રહ્યા છે, તેમનાથી પહેલા ઉપરવાળાઓને, પછી વચ્ચેવાળાઓને અને છેવટે નીચેવાળાઓને લાભ મળે છે અમારી યોજનાથી જે સૌથી નીચા છે તેને પહેલા લાભ થશે

બાપુનો રેંટિયો, બાપુનો હરિજનઉદ્ધાર, બાપુનો ગ્રામોદ્યોગ, બાપુનો કુદરતી ઉપચાર અને બાપુની નઈ તાલીમ, જે જે તેમણે વિચાર્યું તે બધુ સૌથી નીચેના વર્ગને સ્પર્શતુ હતુ અને તેમને તાત્કાલિક લાભ પહોંચાડવાને માટે હતુ આજકાલ એ રીતે ઓછુ વિચારવામા આવે છે મારુ ભૂદાન કાર્ય ને સંપત્તિદાન કાર્ય બરાબર એ જાતનું પાયાનુ કામ છે તેથી બધા પક્ષોએ પંથ, પક્ષ, કે પાર્ટીના બધા

બેઠો બ્લીને ખાનેખમા મિતાતીને આ કામમા વળગી જવુ એવી મારી માગણી છે

મારી એ પનુ માગણી છે કે કાર્યકર્તાઓ ઉપરાંત હવે મોટા જમીનદારો અને એકુનો પણ આ કામને પોતાનુ કામ માને અત્યાર સુધી મારે તેમની પાસે જવુ પડતુ હતુ હવે બે વરસ પછી હુ માગણી કરી શકુ કે, તેઓ મને જમીન આપે અને તેઓ પોતે જ આ કામ ઉપાડી લે, પોતે તો આપે જ પરતુ બીજાઓની પાસે માગવા પણ જાય તેઓ આ કામ ઉપાડી લેશે એવી મને શ્રદ્ધા છે મારો અવાજ તેમને પહોચશે અને તેઓ સમજશે કે આમાં ગરીબોનું જેટલું ભલુ છે તેટલુ તેમનુયે છે. આ જ સર્વોદય છે

મને કહેતાં આનદ થાય છે કે થોડા લોકો આ કામમા મંડયા છે, હજુ તેમની સખ્યા થોડી છે, આગળ પર વધશે બાપુ ધનિકોને ટ્રસ્ટી માનતા હતા, પણ માનતા હતા હવે તેઓ બાપુના કહેવા પ્રમાણે જનતાના વિશ્વાસપાત્ર બને, ગરીબોનુ કામ ગણ કરે મે કહ્યુ કે થોડા લોકો એવા નીકળ્યા છે, પણ આવે એવા પણ કેટલાક છે જેઓ બળજબરીથી ગણોતિયાઓને કાઢી મૂકે છે મારી તમને હાથ જોડીને પ્રાર્થના છે કે ભાઈ, આવુ કામ ન કરો આથી પરમેશ્વરને દુ ખ થશે, તે નારાજ થશે ઈશ્વર નારાજ થવાથી કોઈનુ ભલુ નહી થાય આપણે શ્રદ્ધાવાન લોકો છીએ, બુદ્ધિની વાત કરતા નથી આપણા ઋષિઓએ જે શીખવ્યુ છે, તે માનીએ છીએ મારા મન પર એવી છાપ ઊઠી છે કે હમણા હમણા જે દુકાળ વગેરે આવે છે, તેનુ કારણ આપણુ પાપ જ છે આપણે પાપનુ આચરણ છોડી દઈએ અને આજના દિને શુભ સંકલ્પ કરીએ બીજાઓને સતાવી પોતાનો લાભ કાઢી લેવાની ઇચ્છા ન રાખીએ તેની સાથે હુ એમ પણ ઇચ્છુ છુ કે, જ્યા સુધી ભૂમિનો પ્રશ્ન ઊકલે નહી, ત્યા સુધી આપણે બધો સમય અને બધી શક્તિ એમા ખરચીએ બીજા લાખો કામોનુ આકર્ષણ છોડી દઈએ ને આપણે મન લઈને આમા વળગી જઈએ હુ તો આ મન લઈ

ચૂક્યો છું અને વારંવાર તાજું પણ કરતો રહું છું. આજે આ વ્રત ફરીથી ઈશ્વરની સાખે, તમારી સાખે અને બાપુની સાખે હું લઉં છું. હું ઇચ્છું છું કે મારા મિત્રો પણ એમ કરે, વ્રત લે. પછી જોજો હિંદુસ્તાનમાં કેટલું પુણ્ય પ્રગટ થાય છે, તમારી નજર સામે કેવી ક્રાંતિ થાય છે!

આપણે હજુ બે જ વરસ આ કામ કર્યું છે. એક વરસ તો હું એકલો જ હતો. બીજે વરસે કેટલાક સહાયક થયા. સર્વસેવા સંઘે આ કામ અપનાવ્યું. કૉંગ્રેસ, સમાજવાદી, જનસંઘ, સર્વેએ સહાનુભૂતિ પ્રગટ કરી. હજુ સહાનુભૂતિ જ બતાવી છે. આટલો થોડો પ્રયત્ન થયો છતાંયે પાંચ લાખ એકર જમીન મળી ચૂકી છે. એકરની સરેરાશ કિંમત બસો રૂપિયા ગણીએ, તોપણ દસ કરોડની સંપત્તિ ગરીબોને પહોંચી ચૂકી છે અને દસ કરોડ તો સેંકડોગણા થઈ શકે એવા છે. રૂપિયા ખૂટી જાય છે. જમીન કાયમ રહેનારી ચીજ છે. આટલા અલ્પ પ્રયત્નથી આટલું કામ થયું. બધા આમાં મંડી જાય તો આર્થિક ક્રાંતિ ઘણી સુગમતાથી, શાંતિથી અને પ્રેમથી થાય. હું ઈશ્વરને પ્રાર્થના કરું છું કે તે આપણને, સૌ સાથીઓને અને ભાઈઓને એટલી પ્રેરણા, એટલી એકાગ્રતા આપે.

હરિજનબંધુ, ૨૮-૬-'૫૩

## ૧૬

# આપણું અપૂર્વ મિશન

[બિહાર રાજ્યના ચાંડિલ ગામે ભરાયેલા ૧૯૫૩ની સાલના સર્વોદય સંમેલનમાં ૭મી માર્ચે પહેલે દિવસે આપેલા ભાષણમાંથી.]

આપણે કાર્યકર્તાઓનો એક સમૂહ છીએ. અહીં સંમેલનમાં આવીએ છીએ, એટલે થોડું બોલીએ છીએ પણ ખરા. પરંતુ એ બોલવું પણ આપણું કામ છે. તે વક્તૃત્વ નથી, કર્તૃત્વનો ભાગ છે. વર્ષભર કામ કરી નારાયણને સમર્પણ કરવાને માટે આપણે સંમેલનમાં આવીએ છીએ અને બીજી સાલને માટે કંઈક પ્રેરણા લઈ જવા ઇચ્છીએ છીએ. એવે પ્રસંગે આપણે થોડો વિચારવિનિમય, થોડી વિચારોની આપલે કરીએ છીએ. આજે આપણે આ દૃષ્ટિથી આપણા કામની પાછળ જે ભૂમિકા છે, તે જોઈ લેવી જોઈએ; કાર્યનું સંશોધન કરવું છે, તે વાત પર પણ નજર નાખી લેવી જોઈએ. કાર્યપદ્ધતિ, કાર્યક્રમ અને કાર્યરચના, આ ત્રણે વિશે આપણે થોડો વિચાર કરી લેવો જોઈએ.

### વિશ્વદૃષ્ટિ

આપણે દુનિયાના ગમે તે ખૂણામાં કામ કરતા હોઈએ, પણ દુનિયાની દશા આજે એવી નથી કે આખી દુનિયાનો ખ્યાલ રાખ્યા વિના અગર તેને નજરમાં રાખ્યા વગર આપણું કામ ચાલે. દુનિયામાં જે શક્તિઓ કામ કરી રહી છે, જે નવા પ્રવાહો ચાલુ થયા છે, કલ્પનાઓ અને ભાવનાઓનો જે સંસ્પર્શ અને સંઘર્ષ ચાલી રહ્યો છે, તેના પર ધ્યાન આપી, તે પર સતત નજર રાખીને જ નાનું સરખું પગલું પણ આપણે ભરવું જોઈએ. સમુચિત દૃષ્ટિ વિના કેવળ કર્મ આંધળું થશે. તેથી દુનિયાની હાલતનો ખ્યાલ રાખવો પડે છે. આજે આપણે જોઈએ છીએ કે દુનિયાની સ્થિતિ ઘણી નાજુક છે. એટલું જ નથી, સારી પેઠે સ્ફોટક પણ છે. અથવા કહો કે તેમાં કેટલાયે જોખમની સંભાવના રહી છે અને કયે વખતે એમાંથી જ્વાળામુખી

ક્યારે નીકળે તે કહી શકાય એવું નથી આ હું નાહક ભડકામણું ચિત્ર નથી દોરતો એથી ભયભીત થવાનો મારો ઇરાદો નથી, તેમ તમને પણ હું ભયભીત કરવા ઇચ્છતો નથી જે આજની હાલત છે, તે તરફ ફક્ત તમારું ધ્યાન ખેંચવા માગું છું દુનિયામાં આજે કઈ ક્ષણે શું થશે તે કહી શકાય એવું નથી આવી અસ્થિર મન સ્થિતિ અને પરિસ્થિતિ આજે દુનિયામાં પ્રવર્તે છે

## વિચિત્ર પરિસ્થિતિ

એક મહિના પહેલાની વાત છે દિલ્હીમાં કેટલા- જ્ઞાની, વિદ્વાન પુરુષો એકઠા થયા હતા તેમણે અહિંસાના દર્શનની બાબતમાં ચિંતનમનન કર્યું અને વિચારવિનિમય કર્યો તેનો છાપામાં અહેવાલ આવતો તે આપણે રોજ વાંચતા તેમાં આપણા પૂજ્ય રાજેન્દ્રબાબુએ કહ્યું છે કે,

"આજે કોઈ પણ દેશ સૈન્ય વગર ચલાવવાની હિંમત કરતા નથી" તેમણે એ વાતનું દુ ખ પણ પ્રગટ કર્યું કે, "ગાંધીજીની શીખ અમે તેમને પોતાને મુખેથી સીધી કાનોકાન સાંભળી છે ને તથા અમે તેમની સાથે થોડું કામ કર્યું છે છતાં, હિંદુસ્તાન પણ આવી હિંમત કરી શકતું નથી' આપણા મહાન નેતા પંડિત નેહરુએ કેટલીયે વાર કહ્યું છે કે દુનિયાનો કોઈ કોયડો શસ્ત્રબળથી ઉકેલાતો નથી આપણા આ ભાઈઓ, જેઓ દેશની આગેવાની કરી રહ્યા છે અને જેમના પર એ જવાબદારી દેશે નાખી છે તેઓ અહિંસામાં શ્રદ્ધા રાખનારા માને છે તેમને હિંસા પર વિશ્વાસ નથી છતાંયે સેના વધારવાની, તેને મજબૂત કરવાની જવાબદારી તેમને લેવી પડે છે આવી જાતની પરિસ્થિતિમાં આપણે મુકાયા છીએ

## હૃદય અને બુદ્ધિનો સંઘર્ષ

સ્થિતિ એવી છે કે શ્રદ્ધા એક વસ્તુ પર છે એવો આપણને ભાસ છે અને ક્રિયા બીજી કરવી પડે છે આપણે ઇચ્છીએ છીએ એવું

કે આપણા હિંદુસ્તાનમાં અને દુનિયામાં અહિંસા ચાલે, આપણે એટમીકથી ડરીએ નહીં, બલકે એટમીકને પ્રેમથી જીતીએ; પ્રેમ જ મજબૂત થઈ શકે છે અને બધાને જીતી શકે છે એવો વિશ્વાસ હૃદયમાં છે. બીજી બાજુ એક ચીજ આપણામાં છે ને તેને બુદ્ધિ કહેવામાં આવે છે આમ તો એ પણ હૃદયનો એક ભાગ છે; અને હૃદય પણ તેનો એક ભાગ છે ને બંને એકમીકનમાં મળી ગયેલાં છે. જ્યાં હૃદય કહે છે કે હિંસાથી કોઈ કોયડાનો ઉકેલ નહીં થાય; એક કોયડો ઉકેલાતો દેખાય ત્યાં બીજા દસ નવા ઉત્પન્ન થાય. પણ બુદ્ધિ ત્રણે ગુણોથી ભરેલી છે, તેમાં થોડી વિચારની શક્તિ છે ને થોડું આવરણ પણ છે; થોડું દર્શન છે ને થોડું અદર્શન પણ છે આવી આપણી સમિશ્ર બુદ્ધિ આપણને કહે છે કે, 'આપણે લશ્કર કાઢી નાખી શકીએ નહીં. જે જનતાના આપણે પ્રતિનિધિ છીએ, તે જનતા એટલી મજબૂત નથી તેની એટલી તૈયારી નથી તેથી તેના પ્રતિનિધિ તરીકે આપણા પર લશ્કર રાખવાની, વધારવાની અને મજબૂત કરવાની જવાબદારી છે' આવી હાલત આજે છે દેખાય છે એવું કે રચનાત્મક કામ કરીએ એ દિલની ઇચ્છા છે પરંતુ બુદ્ધિ કહે છે કે, 'સેના વધારવી જોઈશે તેથી સેનાપત્ર જેનાથી મજબૂત થઈ શકે એવા યત્નોને સ્થાન આપવુ જોઈશે.' રેડિયા પર જેમની શ્રદ્ધા ઓછી છે, તેમની વાત હુ છોડી દઉં છુ પણ જેમની શ્રદ્ધા રેડિયા પર છે, તેમને એવો સવાલ કરવામાં આવે છે કે શું રેડિયો અને ગ્રામોદ્યોગ મારફતે તમે યુદ્ધયત્ર ઊભું કરી શકશો? એટલે તેમની બુદ્ધિ, અને તેમનામા આપણે પણ છીએ તેથી આપણી બુદ્ધિ પણ કહેશે કે આ નાના નાના ઉદ્યોગો મારફતે આપણે યુદ્ધયત્ર સજ્જ નહીં કરી શકીએ

કોમ્યુનિટી પ્રૉજેક્ટને અંગે સરકારની ઇચ્છા એવી છે કે તે પાંચ લાખ ગામડાઓમાં ચાલે હમણાં થોડા ગામડાઓમા શરૂઆત પણ થઈ છે પરંતુ ઇચ્છા છે તેને વધારે વ્યાપક બનાવવાની અને તે મારફતે દેશને સમૃદ્ધ, લક્ષ્મીવાન કરવાની ને ગરીબાઈ દૂર કરવાની પણ કાવે

દુનિયામાં મહાયુદ્ધ ફાટી નીકળે તો એક પણ કોમ્યુનિસ્ટ પ્રોજેક્ટ ચાલુ રહેશે કે કેમ તે કહી શકાતું નથી અને જેમણે આ યોજનાનું કામ શરૂ કર્યું છે તેઓ પણ તે ચાલુ રહેશે એવું કહી શકશે નહીં તરત બુદ્ધિ જોર કરશે અને હૃદય સતાઈ જશે કામ પર બુદ્ધિ સવાર થઈને કહેશે કે હમણાં દેશનું રક્ષણ મુખ્ય વસ્તુ છે

## જાદુની ખુરસી

આ આત્મનિરીક્ષણના રૂપમાં મારું કહેવું છે જો આજે જ્યાં જવાબદારીના સ્થાન પર બેઠા છે તેમની જગ્યા પર આપણે બેસીએ તો અત્યારે તેઓ જે કરી રહ્યા છે તેનાથી બહુ ખાસ જુદું આપણે કરીશું એવું નથી એ સ્થાન જ એવું છે જાદુની ખુરસી છે તે પર જે બેસે તેને અમુક મર્યાદિત ચાલુ અને તૈયાર એવા એક અસ્વાભાવિક ચોકઠામાં વિચારવાની જરૂર પડે છે એ ચોકઠું જેને મેં અસ્વાભાવિક નામ આપ્યું તેમાં લાચારીથી દુનિયાનો પ્રવાહ જે દિશામાં વહેતો દેખાય તે દિશામાં વિચારવાની જવાબદારી ત્યાં બેસનાર પર આવી પડે છે અમેરિકા ને રશિયા જેવાં મોટાં મોટાં રાષ્ટ્રો પણ ડરે છે એકબીજાથી ડરે છે અને પાકિસ્તાન અને હિંદુસ્તાન જેવાં ઓછી શક્તિવાળાં રાષ્ટ્રો પણ એવી રીતે ડરે છે આ પ્રમાણે એકબીજાનો ડર રાખી શસ્ત્રબળથી સૈન્યબળથી કોઈ સવાલનો ઉકેલ નીકળી શકતો નથી એવા વિશ્વાસની સાથે આપણે શસ્ત્રબળ અને સૈન્યબળ પર આધાર રાખીએ છીએ અને તેનો આશરો છોડતા નથી

## દયા નહીં પણ દયાજનક સ્થિતિ

આવી વિચિત્ર દશામાં આપણે છીએ અને તેથી કોઈ આપણને ભલી ઢોંગી કહે તે એવું કહેવાનો હકદાર ભલે હોય પણ તેનું કથન સાચું નહીં થાય. આપણા દિલમાં બીજી વાત હોય અને તે આપણે છુપાવતા હોઈએ તો આપણે જાણીબૂજીને ઢોંગ કરીએ છીએ એમ કહેવાય પણ હૃદય એક વાત સ્વીકારતું હોય અને પરિસ્થિતિને વશ

થઈને બુદ્ધિ બીજી વાત કહેતી હોય, ત્યારે લાચારીથી કોઈ વાત કરવી પડે તે દંભ નથી, દયાજનક સ્થિતિ છે આવી દયાજનક સ્થિતિમાં આજે આપણે છીએ.

હમણાં રાજેન્દ્રબાબુએ કહ્યું કે આ જવાબદારી સર્વોદય સમાજ પર છે, કેમ કે લોકો સમાજ પાસેથી અપેક્ષા રાખે છે કે પોતાના મૂળ વિચાર પર કાયમ રહી તેને આજના સંજોગોમાં અમલમાં લાવવાને માટે તે વાતાવરણ નિર્માણ કરે. સર્વોદય સમાજ આ કામ કરશે, તો આજની સરકાર, જે આપણી રાષ્ટ્રીય સરકાર છે, તેને આરામાં સારી મદદ મળશે ધારો કે આપણામાંથી કોઈ પ્રધાન થાય અને રાજનો વહીવટ કરવા માંડે. પણ લશ્કરના બળ વિના સમાજની રચના કેવી રીતે થઈ શકે એ વિચારની દિશામાં સરકારના તંત્રની બહાર રહી કાર્ય કરવાથી જેટલી સરકારને મદદ થશે તેટલી આપણામાંથી થયેલો પ્રધાન તંત્ર ચલાવે તેથી નહી થાય.

### સ્વતંત્ર લોકશક્તિના નિર્માણનું કાર્ય

કોઈ કોઈ વાર મને લોકો પૂછે છે કે તમે બહાર કેમ રહો છો? દેશના કારોબારની જવાબદારી કેમ ઉપાડતા નથી? હુ જવાબમા કહુ છુ કે ગાડીને બે બળદ જોડેલા છે, ત્યા હુ વધારાનો ત્રીજો બળદ થાઉ તેથી ગાડીને શી મદદ થશે? હા, ગાડી સાચી દિશામા જાય એવો સારો રસ્તો હું બનાવુ તો મેં ગાડીને ચાલવામાં વધારેમા વધારે મદદ કરી કહેવાય એ ખરુ છે કે હુ બળદ હોઉ તો મારે બળદ જ રહેવુ જોઈએ, અને તેનું કામ કરવુ જોઈએ હુ આ ખાસ ભાષામા બોલી રહ્યો છુ. હુ આશા રાખું છુ કે તમે આ ભાષા સહન કરશો આપણી સંસ્કૃતિમાં બળદને માટે જેટલો આદર છે, તેટલો માણસને માટે પણ નથી હુ એ અર્થમાં બોલી રહ્યો છુ. જે રાજ્યની ધુરા ઉપાડે છે તેને આપણે ધુરંધર કહીએ છીએ ધુરંધરનો અર્થ બળદ છે. આપણે ધુરંધર બનવુ પડે. પણ જે લોકો ધુરંધર થઈ ચૂક્યા છે, તે કહે છે કે અમે જે કામ કરીએ છીએ તે કામમાં તમે ન પડો પણ જે ઊણપો અમારામા

છે, તેને તમે ભગી કાઢી શકો એમ હો તો તે કામ કરો આવી આશાથી એ લોકો આપણા તરફ જુએ છે એટલે આપણે આ વાત સમજવી જોઈએ અને આ દૃષ્ટિથી જેને હુ સ્વતત્ર લોકશક્તિ કહુ છુ તે જેનાથી નિર્માણ થાય એવા કામોમા મડી જવુ જોઈએ એ રીતે જ આપણે આજની સરકારને સાચી મદદ કરીશુ અને આપણા દેશની યોગ્ય સેવા પણ કરીશુ

### દડશક્તિથી ભિન્ન લોકશક્તિ

મે કહ્યુ કે, આપણે સ્વતત્ર લોકશક્તિ નિર્માણ કરવી જોઈએ મારા કહેવાની મતલબ એ છે કે હિસાશક્તિની વિરોધી અને દડશક્તિથી જુદી એવી લોકશક્તિ આપણે પેદા કરવી જોઈએ આજે આપણી જે સરકાર છે, તેના હાથમા આપણે દડશક્તિ સોપી છે એ દડશક્તિમા હિસાનો અમુક અશ છે ખરો, પણ હુ તેને હિસા કહેવા ઇચ્છતો નથી હિસાથી ભિન્ન દડશક્તિ એમ કહી આપણે તેને ઓળખીએ હિસાથી હુ તેને જુદા વર્ગમા મૂકવા ઇચ્છુ છુ કારણ કે એ શક્તિ તેમના હાથમા સમગ્ર સમુદાયે આપી છે પરતુ તે દડશક્તિનો ઉપયોગ કરવાનો પ્રસગ જ ન આવે એવી પરિસ્થિતિ દેશમા નિર્માણ કરવાનું કામ આપણુ છે એ કામ કરીએ તો આપણે આપણો સ્વધર્મ જાણ્યો અને ઓળખ્યો કહેવાય પછી આપણે તેનો અમલ કરીશુ, આપણે એ કામ નહી કરીએ, અને દડશક્તિથી જે જનસેવા થઈ શકે છે તેના લોભમા પડીશુ તો લોકો આપણી પાસે જે વિશેષ અપેક્ષા રાખે છે, તે આપણે પૂરી કરી નહી શકીએ મને સભવ છે કે આપણે લોકો પર બોજારૂપ બની જઈએ

### દયાનું કામ નહી પણ દયાનુ રાજ્ય

થોડુ સ્પષ્ટીકરણ કરુ મે કહ્યુ કે દડશક્તિના આધારથી સેવાનુ કામ થઈ શકે છે અને તે કરવાને માટે આપણે ગણતત્રશાસન ઇચ્છ્યુ અને હાથમા લીધુ છે જ્યા સુધી સમાજને જરૂર છે ત્યા સુધી તે

નાસ્તની જવાબદારી આપણે ઉપાડવા ઇચ્છતા નથી એથી સેવા જરૂર થાય છે પણ જેમાં દયાશક્તિનો ઉપયોગ જ ન કરવો પડે એવી પરિસ્થિતિ નિર્માણ કરવામાં મદદરૂપ થાય એવી એ સેવા નથી દાખલો લઈએ લડાઈ ચાલે છે સૈનિકો જખમી થાય છે તે સૈનિકોની સેવામાં જે લોકો પડેલા છે, તેઓ દયાથી ભરેલા હોય છે તેઓ શત્રુમિત્ર જુદા જોતા નથી, પોતાના જાન જોખમમાં નાખીને યુદ્ધના ક્ષેત્રમાં જાય છે અને એવી સેવા કરે છે જે માતા માત્ર પોતાના બાળકોની કરી શકે તેથી તેઓ દયાળુ માણસો હોય છે એમાં લેશ પણ શક નથી આ સેવા કીમતી છે એ હરકોઈ જાણે છે પણ યુદ્ધ બંધ કરવાનું કામ તેઓ કરતા નથી તેમની દયા યુદ્ધને માન્ય કરનારા સમાજના યંત્રનો જ એક ભાગ છે એક યંત્રમાં અનેક નાનામોટા ચક્રો હોય છે ને એકબીજાથી ભિન્ન દિશાઓમાં ફરતા હોય તોયે તે યંત્રના અંગ હોય છે એમ જ યુદ્ધયંત્રનું એક અંગ છે સૈનિકોની કતલનું કામ કરવાનું અને તે જ યંત્રનું બીજું અંગ છે જખમી થયેલા સૈનિકોની સેવાનું દાન કરવાનું તેમની ગતિ સ્પષ્ટ છે એક ક્રૂર કામ છે ને બીજું દયાનું છે આ હરકોઈ જુએ છે પણ તે દયાળુ હૃદયની એ દયા અને ક્રૂર હૃદયની એ ક્રૂરતા બંને મળીને યુદ્ધયંત્ર બને છે આમ બંને યુદ્ધ ચાલુ રાખનારા એક જ યંત્રના બે ભાગ છે કોઈ વૈજ્ઞાનિક ભાષામાં કહેવું હોય તો જ્યાં સુધી આપણે યુદ્ધનો સ્વીકાર કર્યો છે, ત્યાં સુધી આપણે જખમી સૈનિકોની સેવાનો ધંધો લીધો હોય કે સૈનિકનો ધંધો લીધો હોય બંને રીતે યુદ્ધના ગુનેગાર ઠરીએ છીએ આ દાખલો મેં એટલા માટે આપ્યો કે ફક્ત દયાળુ કામો કરીએ છીએ તેથી આપણે એમ ન સમજવું કે આપણે દયાનું રાજ્ય નિર્માણ કરી શકીશું રાજ્ય નિષ્ઠુરતાનું છે આપણે દયાનું કામ નહીં પણ દયાનું રાજ્ય સ્થાપવાનું કામ કરવાનું છે નિર્દયતાના રાજ્યમાંયે દયા હશે પરંતુ તે રોટલામાં જેવું મીઠું હોય છે તેવી હશે આ દયા સ્વાદ ઉત્પન્ન કરે છે જખમી સૈનિકોની સેવા કરવાથી હિંસામાં લહેજત પેદા થાય છે, યુદ્ધમાં રુચિ

ઉત્પન્ન થાય છે પણ એ દયાથી યુદ્ધનું નિવારણ થતું નથી આપણે લોકો આ જાતની દયાનું કામ કરીએ તો નિષ્ઠુરતાના રાજ્યમાં દયા પ્રજા બની રહેશે નિર્દયતાની હકૂમતમાં દયા રાખીને કામ કરવાથી આપણું મૂળ કામ પૂરું ન કહેવાય તેથી જે કામ દયાના દેખાય છે, જે રચનાત્મક દેખાય છે તે આપણે દયા અને રચનાના લોભના માર્યા વ્યાપક દૃષ્ટિ રાખ્યા વિના કરીશું તો થોડી સેવા આપણે હાથે જરૂર થશે પણ જેની જવાબદારી આપણા પર છે, જેને આપણે આપણો સ્વધર્મ માનો છો અને જેને દુનિયાએ પણ આપણો સ્વધર્મ ગણ્યો છે તેવા પ્રકારની સેવા એ નહી હોય

## હૃદયનો કાયદો

બીજો દાખલો આપું મને ઘણી વાર પૂછવામાં આવે છે તમારું સરકાર પર વજન પડતું હોય એમ જણાય છે છતાં તમે શા માટે ભારપૂર્વક કહેતા નથી કે સરકારે કાયદો બનાવવો જોઈએ અને વળતર આપ્યા વિના જમીનની વહેંચણીનો માર્ગ ખોલી આપવો જોઈએ? તમે તમારું વજન આ દિશામાં કેમ નાખતા નથી એમ ઘણા લોકો મને પૂછે છે હું તેમને કહું છું કે ભાઈ, કાયદાના માર્ગને હું રોકતો નથી તેથી વધારે એક પગલું તમે મારી પાસેથી ઇચ્છતા હો — તમારી દિશામાં તો હું કહું છું કે જે માર્ગ મેં અપનાવ્યો છે તેમાં મને પૂરો યશ સોળ આના યશ નહી મળે ને બાર આના આઠ આનાયે મળે તો તેટલાથીયે કાયદો ઘડવા માટે સરળતા થશે તેને માટે અનુકૂળ વાતાવરણ હું પેદા કરું છું એથી સહેલાઈથી કાયદો બનાવી શકાશ એક તો હું કાયદા કરવાની વાતમાં અડચણ કરતો નથી અને બીજું તે માટે અનુકૂળતા પેદા કરી રહ્યો છું પણ એથી એક પગલું આગળ જાઉં અને એમ કહેતો રહું કે કાયદા થયા વિના આ કામ થવાનું નથી તો હું સ્વધર્મ ચૂક્યો ગણાઉં મારો એ ધર્મ નથી મારો ધર્મ એવું માનવાનો છે કે કાયદા વિના જનતાના હૃદયમાં આપણે એવો ભાવ નિર્માણ કરવો કે જેથી કાયદો ગમે તેવો હોય તોયે લોકો આપમેળે જમીનની વહેંચણી કરે

શું માતા કોઈ કાયદાને લીધે બાળકને દૂધ પિવાડે છે? માણસના હૃદયમાં એવી એક શક્તિ રહેલી છે જેને લીધે તેનું જીવન સમૃદ્ધ બન્યું છે માણસ પ્રેમ પર વિશ્વાસ રાખે છે, પ્રેમથી પેદા થાય છે, પ્રેમથી જીવે છે અને છેવટે જ્યારે દુનિયા છોડે છે ત્યારે પ્રેમની દૃષ્ટિથી આસપાસ જરા જોઈ લઈ તેના પ્રેમી જનોને જુએ છે એને સુખે દેહ છોડે છે પ્રેમની શક્તિનો આટલો અનુભવ હોવા છતાં તેને અધિક સામાજિક રૂપમાં વિકસિત કરવાની હિંમત બતાવવાને બદલે હું કાયદો કાયદો એવું રટણ કર્યા કરું તો લોકશક્તિ નિર્માણ કરવાની સરકાર આપણી પાસેથી જે મદદની અપેક્ષા રાખે છે, તે મદદ આપણે કરી નહીં ગણાય તેથી દંડશક્તિથી ભિન્ન લોકશક્તિ હું નિર્માણ કરવા ઇચ્છું છું અને આપણે તે નિર્માણ કરવી જોઈએ હું આ જે લોકશક્તિ નિર્માણ કરવા ઇચ્છું છું, તે દંડશક્તિની વિરોધી છે એમ નથી કહેતો તે હિંસાની વિરોધી છે હું એટલું જરૂર કહું છું કે તે દંડશક્તિથી જુદી છે

## ખાદી બોર્ડ

બીજો દાખલો આપું હમણાં ખાદી બોર્ડ રચાયું સરકાર ખાદીને મદદ કરવા ઇચ્છે છે પંડિત નેહરુએ કહ્યું, 'મને આશ્ચર્ય થાય છે કે આ કામ જે ચાર વરસ પહેલાં થવું જોઈતું હતું તે આટલું મોડું કેમ થાય છે?' તેઓ મહાન છે તેમનું દિલ મહાન છે તેઓ આત્મનિરીક્ષણ કરે છે અને આ પ્રમાણે બોલે છે હવે આપણું કામ છે ને ચરખા સંઘનું કામ છે કે સરકાર ખાદીને ઉત્તેજન આપવા ઇચ્છે છે, ખાદીનું ઉત્પાદન વધારવા ઇચ્છે છે તો આપણે તેને મદદ કરવી, કેમ કે ચરખા સંઘને આ કામનો અનુભવ છે અને આવા કામ માટે અનુભવીઓની મદદની જરૂર હોય છે વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે એક નાગરિક તરીકે અને જાણકાર તરીકે આપણી સરકારને જેટલી મદદ કરી શકીએ તેટલી આપણે કરવી જોઈએ પણ આપણે તેમાં ખલાસ થઈ જઈએ, પૂરા થઈ જઈએ તો તેઓ આપણી પાસેથી જે અપેક્ષા રાખે છે તે મુજબની ખાદીની સેવા આપણે ન

કરી કહેવાય. આપણે ખાદીની આપણી દૃષ્ટિ સ્પષ્ટ રાખવી જોઈએ અને તે દિશામાં કામ કરતાં કરતાં સરકારને ખાદીના ઉત્પાદનમાં જે મદદ આપી શકાય તે બધી આપવી જોઈએ. આપણે યુદ્ધ નાબૂદ કરવાના ઉપાયો શોધવા જોઈએ અને તેમ કરતાં કરતાં ને કરવા છતાંયે તે ફાટી નીકળે તો જખમી સૈનિકોને મદદ કરવા જવાની જરૂર હોય તો જવું જોઈએ. એ કામ તો યુદ્ધનો એક ભાગ છે એમ કહીને તેની ના ન પાડીએ. પણ આપણે ખસૂસ ધ્યાનમાં રાખીશું કે એ આપણું અસલ કામ નથી. આપણું ખાદીકામ ગ્રામરાજ્યની સ્થાપનાને માટે જ હોય.

આ વખતે પંડિત નેહરુ મળવા આવ્યા ને તેમણે ઘણા પ્રેમથી વાતચીત કરી. મેં નમ્રતાપૂર્વક તેમની વાત સાંભળી. અને પછી જ્યારે તેમણે થોડી મસલત કરવાની મરજી બતાવી ત્યારે મેં મારા વિચારો તેમને ટૂંકામાં જણાવ્યા. મેં કહ્યું કે ખાદીને માટે ને ગ્રામોદ્યોગને માટે પણ સરકાર પાસેથી કોઈ એક વાતની અપેક્ષા હું રાખતો હોઉં તો તે આટલી છે. આપણે માનીએ છીએ કે લખવાવાંચવાની આવડત નાગરિકતાનું એક અનિવાર્ય અંગ છે; દરેક નાગરિકને લખતાંવાંચતાં આવડવું જોઈએ. તેથી આપણી સરકાર બધાને ભણાવવાની, કંઈ નહીં તો વાંચતાંલખતાં શીખવવાની પોતાની જવાબદારી માને છે, ને સ્વીકારે છે. સરકાર પોતે સ્વીકારેલી આ જવાબદારી પૂરેપૂરી અદા કરી શકતી ન હોય એમ બને. સંજોગોને લીધે ભલે તે પૂરી અદા ન કરતી હોય, તેનો પૂરો અમલ થયો ન હોય. પણ જ્યાં લગી તેનો પૂરો અમલ થયો નથી, આપણા બધાયે લોકોને વાંચતાંલખતાં આવડયું નથી, ત્યાં લગી આપણું કામ આપણે પૂરું કર્યું નથી, આપણી જવાબદારી પૂરી અદા કરી નથી એવો સરકારને દિલમાં વસવસો રહેશે. એવી જ રીતે આપણી સરકાર એવો વિચાર માન્ય રાખે કે હિંદુસ્તાનના દરેકેદરેક ગ્રામવાસીને, દરેક નાગરિકને સૂતર કાંતવાનું શીખવવું જોઈએ; જે ગ્રામવાસીને, જે નાગરિકને સૂતર કાંતતાં ન આવડે તે અશિક્ષિત છે, અણઘડ્યો નથી એટલું માનીએ. બાકીનું બધું કામ જનતા કરી લેશે.

આપણે સરકાર પાસેથી પૈસાની મદદ નથી માગીએ. પણ સરકાર આ વિચારનો સ્વીકાર કરે તો તેથી આપણને આપણા કામમાં વધારેમાં વધારે મદદ થાય. મેં આ બધું કહ્યું તે તેમણે સાંભળી લીધું. હું માનું છું કે તેમના હૃદયને એ પસંદ પડયું હશે, પણ સહજ વિનોદમાં તેમણે પૂછ્યું કે સુતર કાંતવાનું બધાને શીખવીએ તો તેના ઉપયોગનો સવાલ ઊભો નહીં થાય? મેં જવાબ આપ્યો કે લખતા-વાચતાં શીખવ્યા પછી તેના ઉપયોગનો સવાલ પણ ઊભો થાય છે. મેં એવા કેટલાયે ભણેલાગણેલા માણસો જોયા છે, જેઓ બે ચાર વરસ ભણ્યા હોય પણ તેમને જિંદગીભર તેનો કશો ઉપયોગ હોતો નથી. તેમને માટે કાળા અક્ષર ભેંસ બરાબર હોય છે. 'યોગ'ની સાથે 'ક્ષેમ' જોડાયેલું છે તેથી આ ચિંતા કરવી પડે છે. પણ તમે જોશો કે મેં ખાદીને માટે આટલી જ માગણી કરી છે, કારણ કે જનતાની સરકાર છે, અને જનતા તરફથી આ માગણી થાય તો સરકારે એટલું કરવું જોઈએ પરંતુ આથી આગળ જઈને લોકો પર કાયદાથી ખાદી લાદવામાં આવે અથવા હું એવી માગણી કરું તો મારે કબૂલ કરવું જોઈએ કે હું મારું કામ સમજ્યો નથી. દંડશક્તિથી ભિન્ન લોકશક્તિ આપણે નિર્માણ કરવી છે, એ સૂત્ર હું ભૂલ્યો કહેવાઉં

## આપણી કાર્યપદ્ધતિ

આ બે દાખલા મેં સહેજ આપ્યા, એક ખાદીનો અને બીજો ભૂમિદાનનો. આપણે ભૂમિનો સવાલ ઉકેલવા કોશિશ કરીશું તો આપણો માર્ગ જુદો હશે. લોકશાહી સરકાર કરવા ઇચ્છશે તો દંડશક્તિનો ઉપયોગ કરી તે કરવા ઇચ્છશે અને કરશે, ને તેનો વાંક કોઈ નહીં કાઢે પણ તેનો માર્ગ જુદો છે. સરકારની આ જાતની મદદથી ભલે લક્ષ્મી નિર્માણ થતી હોય પણ લોકશક્તિ નિર્માણ નહીં થાય. આપણો ઉદ્દેશ ફક્ત લક્ષ્મી નિર્માણ કરવાનો નથી, લોકશક્તિ નિર્માણ કરવાનો છે. આપણા કામની પાછળ આ દૃષ્ટિ છે. આપણી આ દૃષ્ટિ સ્થિર થઈ જાય પછી આપણી કાર્યપદ્ધતિ શી હશે તેનું વર્ણન કરવાની જરૂર નહીં રહે. કામ કરનાર

દરેક જણ વિચારશે કે પ્રત્યેક રચનાત્મક કામ કરવામાં આપણી એક વિશેષ પદ્ધતિ છે. આ પદ્ધતિથી કામ કરવાથી છેવટે એવા પરિણામની અપેક્ષા રહે છે કે લોકોમાં દંડનિરપેક્ષતાની ભાવના નિર્માણ થાય.

આ દૃષ્ટિથી વિચારીશું તો સહેજે ધ્યાનમાં આવશે કે આપણી કાર્યપદ્ધતિના બે ભાગ છે. એક ભાગ વિચારશાસનનો અને બીજો કર્તૃત્વ વિભાજનનો. મને શાસ્ત્રીય શબ્દો બનાવવાની થોડી ટેવ છે, અને સંસ્કૃત ભાષા મને ઠીક આવડે છે, તેથી સંસ્કૃત શબ્દો આવી જાય છે. તે માટે મને ક્ષમા કરજો.

## સર્વોદય સમાજની આધારશિલા

વિચારશાસન એટલે વિચાર સમજવો અને સમજાવવો, વિચાર સમજ્યા વિના કોઈ વાત માન્ય ન કરવી, વિચાર સમજ્યા વિના કોઈ આપણી વાત કબૂલ કરે તો દુઃખી થવું, અને પોતાની ઇચ્છા બીજા પર ન લાદવી, બલકે ફક્ત વિચાર સમજાવીને સંતોષ માનવો. આપણા સર્વોદય સમાજની યોજનામાં આપણે જે રચના કરી છે, તેને કેટલાક લોકો ' લૂઝ ઑર્ગેનિઝેશન ' અથવા શિથિલ રચના કહે છે. રચનાને આપણે શિથિલ કરીએ, તો કોઈ કામ થાય નહીં. તેથી રચના શિથિલ ન હોવી જોઈએ પણ આ શિથિલ રચના નથી, અરચના છે. અથવા કહો કે કેવળ વિચારના આધાર પર આપણે ઊભા રહેવા ઇચ્છીએ છીએ. આપણે જેનો સમજ્યા વિના અમલ થાય એવો આદેશ કોઈ ને પણ આપતા નથી. બલકે આપણે સલાહમસલત કરીએ છીએ. કુરાનમાં ભક્તોના એક લક્ષણમાં આ ગણાવ્યું છે, એટલે કે તે પરસ્પર સલાહમસલતથી કામ કરે છે. તેથી આપણે સલાહમસલત કરીશું અને આપણને સાંભળનારાને આપણી જે વાત પસંદ નહીં આવી હોય, તે તેને માન્ય ન કરે અને તેનો અમલ ન કરે તેથી રાજી થઈશું; સમજ્યા વિચાર્યા વિના તે અમલ કરે તો આપણને ઘણું દુઃખ થશે. આ જે રચના છે, તેમાં હું જેટલી શક્તિ જોઉં છું એટલી બીજી કોઈ કુશળ રચનામાં, સ્પષ્ટ રચનામાં અને અનુશાસનવાળી રચનામાં જોતો નથી. અનુશાસનવાળી

દ્દ્રશુક્ત રચનામાં શક્તિ નથી હોતી એવું નથી પણ તે શિવશક્તિ નથી હોતી અથવા આપણે જેવી શક્તિ પેદા કરવા ઇચ્છીએ છીએ તેવી નથી હોતી તે બીજી શક્તિ હોય છે આપણી દૃષ્ટિથી તે શક્તિ નથી તેથી વિચારશાસનને આપણે માનવા ઇચ્છીએ છીએ આ વાત ધ્યાનમાં ઊતરે તો વિચારનો નિરંતર પ્રચાર કરવો એ આપણો એક કાર્યક્રમ થશે એ આપણે કરતા નથી પણ કરવું જોઈએ

### વિચારનિષ્ઠા

હું આ દૃષ્ટિથી વિચાર કરું છું ત્યારે બુદ્ધ ભગવાને ભિક્ષુસંઘ કેમ બનાવ્યો હશે અને શંકરાચાર્યે યતિસંઘ કેમ બનાવ્યો હશે તેનું રહસ્ય ખુલ્લું થાય છે ત્યારે તે સંઘોના જે અનુભવ થયા છે, તેના ગુણદોષોની તુલના કરી મેં મારા મનમાં એવો નિર્ણય બાંધ્યો છે કે આપણે આવા સંઘો કરવા નથી કારણ કે તેના ગુણ કરતાં દોષ વધારે છે આવો અનુભવ મળ્યો છે તેથી આપણે સંઘ નહી બનાવીએ, પણ તેમને કેમ બનાવવા પડ્યા તેનો ખ્યાલ મળે છે નિરંતર અખંડ વહેતા ઝરણાની જેમ સતત ફરતા રહેનારા અને લોકોની પાસે સતત વિચાર પહોંચાડનારા માણસો હોવા જોઈએ તે વગર સર્વોદય સમાજનું કામ નહીં થાય લોકોની પાસે પહોંચવાના જેટલા પ્રસંગો મળે તે બધા ઝડપી લેવા જોઈએ લોકો એક વાર મળવા જતાં ન માને તો બીજી વાર મળવાની તક મળે છે એથી ઊલટો આનંદ થવો જોઈએ આટલો વિચારપ્રચારનો ઉત્સાહ અને આટલી વિચાર પર શ્રદ્ધા વિચારનિષ્ઠા આપણામાં હોવા જોઈએ પણ આપણી સ્થિતિ એવી છે કે આપણામાંથી મોટા ભાગના લોકો જુદી જુદી સંસ્થાઓમાં પુરાઈ ગયા છે અહીં માત્ર એ વાતનો ઉલ્લેખ કરીશ તેની થોડી ચર્ચા પછી કરીશ સંસ્થાઓનું જરૂર મહત્ત્વ છે છતાં આપણને સંસ્થાની આસક્તિ ન રહેવી જોઈએ, ભક્તિ રહેવી જોઈએ તેમનું કામ તેઓ ભલે ચાલુ રાખે પણ સંસ્થામાં થોડા માણસો એવા જોઈએ જે ફરતા રહે આ જાતની રચના કરીશું નહીં અને આવો કાર્યક્રમ આપણે અમલમાં મૂકીશું નહીં, તો આપણો વિચાર ક્ષીણ થઈ જશે અને વિચારશાસન ચાલશે નહીં

### પત્રકથી પત્રક જ પેદા થાય

બિહારના લોકો કંઈક અભિમાનથી કહે છે અને તેમને અભિમાન લેવાનો હક પણ છે કે ભૂદાનયજ્ઞનું કામ બિહારની કોંગ્રેસે પહેલું ઉપાડયુ અને ત્યાર પછી હૈદરાબાદમાં અખિલ ભારત કોંગ્રેસે મંજૂર કર્યું. આથી થાય છે શું? ઉપરથી એક સરક્યુલર, પત્રક આવે છે કે 'ભૂદાનમાં મદદ કરવાનું કોંગ્રેસવાળાનું કર્તવ્ય છે.' ગંગા હિમાલયથી નીકળીને હરિદ્વાર આવે છે. પછી ત્યાંનું પત્રક પ્રાંતિક સમિતિમાં આવે છે અને હિમાલય-માંથી નીકળીને ગંગા હરિદ્વાર થઈને આગળ વહે છે ને ગઢમુક્તેશ્વર જાય છે. આ પત્રક પણ પ્રાંતિક સમિતિમાંથી જિલ્લા ઓફિસમાં આવે છે. ગંગા ગમે ત્યાં જાય, પણ તે પાણી જ રહે છે, ગંગા જ રહે છે. તે પ્રમાણે પત્રકમાંથી પત્રક જ પેદા થાય છે. મેં એક વાર વિનોદમાં કહ્યું હતું કે દરેક જાતિ પોતાની જાતિ જ પેદા કરે છે. તે જ પ્રમાણે પત્રક પણ પત્રક જ પેદા કરી શકે. પણ છેવટે કામ કોણ કરશે? કામ તો ગામડાંના લોકોને કરવાનું હશે. પણ ગામડાંના લોકો સુધી પત્રક પહોંચે છે જ ક્યાં? તે એક ઓફિસમાંથી બીજી ઓફિસમાં જાય છે, ને ત્યાંથી ત્રીજી ઓફિસમાં જાય છે. બસ એટલું થાય છે. પણ આ ભૂદાનયજ્ઞના આપણા કાર્યક્રમો એવા છે કે જ્યાં સુધી આપણે ઘેરેઘેર પહોંચીશું નહીં ત્યાં સુધી તે પાર નહીં પડે. પાંચ લાખ ગામડાંમાંથી પચીસ લાખ એકર જમીન આપણે ભેગી કરવા ઇચ્છીએ છીએ. આમ તો સહેલું કામ જણાય છે. ગામડા દીઠ પાંચ એકર જમીન ભેગી કરવી એ કોઈ મોટી વાત નથી. પણ એટલાં ગામડાં સુધી જાય કોણ? તેથી આપણી પાસે મુખ્ય સાધન વિચારપ્રચાર જ હોઈ શકે; તેની યોજના આપણે કરવી જોઈએ; આ આપણો કાર્યક્રમ હશે.

### આપણું એક સાધન વિચારશાસન

એ માટે આપણી હિંમત ન હોય, આટલાં બધાં ગામડાંમાં આપણે કેવી રીતે જઈશું, કેવી રીતે ફરીશું એવું લાગતું હોય અને જેને ટૂંકો રસ્તો કહે છે, અંગ્રેજીમાં શૉર્ટકટ કહે છે તે આપણે ઇચ્છતા

હોઈએ એટલે કે કાયદો બને, ફલાણું બને એમ ઇચ્છતા હોઈએ, તો મારે કહેવું જોઈએ કે એ આપણું કામ નથી. કાનૂન બને, જરૂર બને, જલદી બને અને સારો બને; પણ તે કામમાં આપણે પડીએ તો આપણે પરધર્મનું આચરણ કર્યું કહેવાય, સ્વધર્મનું આચરણ કર્યું નહીં કહેવાય. ગામેગામ ફરવાનું શરૂ કરીએ અને વિચાર પર વિશ્વાસ રાખીએ એ આપણો સ્વધર્મ છે. આપણે એમ ન કહીએ કે, 'અરે, વિચાર સાંભળવાસંભળાવવાથી કામ ક્યારે થશે?' વિચારથી જ કામ થશે, કારણ કે આપણું કામ વિચારથી જ થઈ શકે. એટલે આ વિચારની સત્તા, વિચારશાસન આપણું એક સાધન છે.

### કર્તૃત્વ અને સત્તાનું વિભાજન

બીજું સાધન છે કર્તૃત્વવિભાજન. બધું કર્તૃત્વ, બધી કર્મશક્તિ એક કેન્દ્રમાં કેન્દ્રિત ન થવાં જોઈએ, બલકે પ્રત્યેક ગામમાં કર્મશક્તિ, કર્મસત્તા નિર્માણ થવી જોઈએ. તેથી આપણે ઇચ્છીએ છીએ કે દરેક ગામને પોતાને ત્યાં કઈ ચીજ આવે અને કઈ ચીજ ન આવે તેનો નિર્ણય કરવાનો હક હોવો જોઈએ કોઈ ગામ ઇચ્છે કે ગામમાં ઘાણી ચાલે અને મિલનું તેલ ન આવે, અથવા પોતાને ત્યાં મિલનું તેલ આવતું રોકવું, તો તે રોકવાનો હક તેને હોવો જોઈએ. હું આ વાત મૂકું છું ત્યારે અધિકારીઓ કહે છે કે આ રીતે એક મોટા રાજ્યની અંદર બીજું નાનું રાજ્ય ન ચાલી શકે પણ હું કહું છું કે આપણે સત્તાનું વિભાજન કરીશું નહીં, કર્તૃત્વનું વિભાજન કરીશું નહીં, તો સેનાબળ અનિવાર્ય છે એમ સમજજો પછી સેના વિના આજે તો નહીં ચાલે પણ કદીયે ચાલશે નહીં. પછી કાયમને માટે નક્કી કરો કે સેનાબળથી કામ લેવું છે અને સેના સુસજ્જ રાખવી છે. પછી એમ ન કહો કે એક દિવસે ક્યારેક આપણે સેનાની વાતમાંથી છુટકારો લેવો છે. એ ભાષા પછી બોલશો નહીં. ક્યારેય સેનાથી છુટકારો ઇચ્છતા હો તો પરમેશ્વરે કર્યું છે તે પ્રમાણે આપણે કરવું જોઈએ. પરમેશ્વરે અક્કલનું વિભાજન કર્યું છે, દરેકને અક્કલ આપી — વીંછીને પણ

આપી, સાપને પણ આપી, સિંહને પણ આપી, માણસને પણ આપ વધતીઓછી આપી એ ખરું, પણ દરેકને અક્કલ આપી. પછી કહ્યું તમારા પોતાના જીવનનું કામ તમારી પોતાની અક્કલને જોરે કરો. આમ આખી દુનિયા એટલી સારી રીતે ચાલવા લાગી કે પરમેશ્વર વિશ્રાંતિ લઈ શકે છે, અને તે એવી કે લોકોને શંકા થાય છે કે પરમેશ્વર છે ખરો કે નહીં. આપણે રાજ્ય એવી રીતે ચલાવવું જોઈએ કે શંકા પડે કે કોઈ રાજ્યસત્તા છે કે નહીં. હિંદુસ્તાનમાં રાજ્યસત્તા લગભગ નથી એમ લોકો કહેવા માંડે ત્યારે આપણું રાજ્યશાસન અહિંસક થયું કહેવાય. આથી આપણે ગ્રામરાજ્યની વાત કરીએ છીએ અને ગામડામાં નિયંત્રણની સત્તા હોય એમ ઇચ્છીએ છીએ. એનો અર્થ એ કે ગામડાના લોકો નિયંત્રણની સત્તા પોતાના હાથમાં લે. આ પણ લોકશક્તિનો સવાલ થયો કે ગામડાના લોકો પોતે ઊભા થાય, નિર્ણય કરે કે ફલાણી વસ્તુઓ અમારે પેદા કરવી છે, અને સરકારની પાસે માગણી કરે કે ફલાણો માલ અહીં ન આવવો જોઈએ, તેને આવતો રોકો. તે ન રોકે, અથવા રોકી શકે નહીં, માનો કે રોકવા ઇચ્છે પણ રોકી શકે નહીં, તો તેના વિરોધમાં ઊભા રહેવાની હિંમત કરવી જોઈશે. એથી સરકારને ઘણી મદદ થશે, કારણ કે એ રીતે સૈન્યબળનો છેદ ઊડી જશે. એ વિના સૈન્યનો છેદ કદી નહીં ઊડે. એવું કદી ન બને કે દિલ્હીમાં કોઈ એવી અક્કલ પેદા થાય, જે ચાર માથાંવાળા અને ચારે બાજુ જોઈ શકનારા બ્રહ્મદેવની અક્કલ હોય, ગમે એવી મહાન બુદ્ધિ હોય, પણ દરેક ગામના બધા કારભારનું નિયંત્રણ અને નિયોજન એવી રીતે કરે જેથી બધાને લાભ થાય. તેથી નૅશનલ પ્લૉનિંગને બદલે વિલેજ પ્લૉનિંગ હોવું જોઈએ. 'ને બદલે' એવું મેં કહ્યું. વધારે સારું એ થાય કે નૅશનલ પ્લૉનિંગનો અર્થ વિલેજ પ્લૉનિંગ કરવો. અને તે વિલેજ પ્લૉનિંગની મદદને માટે બીજું જે કંઈ કરવું પડે, તે બધું દિલ્હીમાં કરવું જોઈશે. એટલે આ છે આપણા કાર્યક્રમનો બીજો એક ભાગ. એક હું કહી ગયો તે વિચારશાસન અને બીજો ભાગ કર્તૃત્વવિભાજન. એથી

કરીશું તેમાં એક યોજના તેમને જમીન આપવાની હશે. ઉપરાંત, આપણે તેમને બીજી તાલીમ આપીએ. તેમના હાથમાં જમીન આપવી એ પણ તેમની તાલીમનું એક અંગ છે અને તેમની બુદ્ધિ વધારવાનું એક સાધન છે.

આ છે કર્તૃત્વવિભાજન અને એ દિશામાં હું વિચારું છું. આપણા કાર્યક્રમની જે બે બાજુઓ છે, તે મેં બતાવી અને તેના મૂળમાં જે ભૂમિકા છે તે પણ બતાવી. કાર્યપદ્ધતિની બાબતમાં થોડું કહ્યું અને ત્યાર બાદ કાર્યવિભાજન કેવી રીતે કરવું, કાર્યક્રમ શો હોય તે વિષે પણ થોડું કહ્યું. હવે આપણે કાર્યરચના લઈશું.

## કાર્યરચના

હવે આપણે કાર્યરચનાનો વિચાર કરીએ. આ બાબતના હું મારા કેટલાક વિચારો પ્રગટ કરીશ. રચનામાં આપણે એક 'સર્વ સેવા સંઘ' અને બીજો 'સર્વોદય સમાજ' સ્વીકાર્યો છે. 'સર્વોદય સમાજ'નું નામ ચાલશે અને 'સર્વ સેવા સંઘ'નું કામ ચાલશે. આ રીતે એકનું નામ અને બીજાનુ કામ એમ બંને ભેગાં કરી આપણે ચાલીએ તો સર્વ સેવા સંઘ શિથિલ સંસ્થા નહીં થાય, બલકે મજબૂત સંસ્થા થશે; અને સર્વોદય સમાજ શિથિલ કે અશિથિલ બંનેમાંથી એકે જાતની રચના નહીં થાય, બલકે અરચના થશે. એ વિચારની સત્તા માનનારી મંડળી થશે. સર્વોદય સમાજ કેવી રીતે વધારે વિચારપરાયણ બને તે દિશામાં આપણે વિચાર કરવો જોઈએ. સર્વોદય સમાજ કેવી રીતે વધારે અનુશાસન સ્વીકારે તે વિચાર આપણે કરવાની જરૂર નથી; કારણ કે આપણે અનુશાસન માનનારો સમાજ સ્થાપવા ઇચ્છતા નથી. તે વધારે વિચારશીલ કેમ બને અને વિચારની સત્તા તેના પર કેવી રીતે ચાલે એ દિશામાં આપણે કામ કરવું જોઈએ. જેટલા સર્વોદય સમાજના સેવકો અહીં એકઠા થયા છે, જેમણે નામ લખાવ્યાં હોય ને જેમણે નામ ન લખાવ્યાં હોય અને અહીં જે આવ્યા ન હોય તે બધાના વિચારની સંગતિ નિર્માણ થાય એવું કામ આપણે કરવું જોઈએ.

જે રીતે ત્યાં ચાલે છે, તેમાંથી શક્તિ નિર્માણ થાય એવો સંભવ મને દેખાતો નથી ઉર્દૂ અને નાગરી લિપિ શીખનારા થોડા વિદ્યાર્થી આપણને મળી જાય અને તેમને એ બન્ને લિપિ આપણે શીખવી દઈએ તેથી દેશમાં શક્તિ નિર્માણ થાય એ વાત બને નહીં અત્યારે હું જે બોલું છું તે તમે સાંભળો છો પણ સાંભળવા માટે તમારા કાન કાપીને અહીં અલગ મૂકવામાં આવે અને બોલવા માટે મારી જીભ કાપીને અલગ મૂકવામાં આવે તો નથી હું બોલી શકવાનો કે નથી તમે સાંભળી શકવાના, કારણ કે હું સમગ્ર છું અને તમે પણ સમગ્ર છો એથી જ હું બોલી શકું છું અને તમે સાંભળી શકો છો હા, એ ખરું છે કે જીભ મારી કામ કરે છે અને કાન તમારા કામ કરે છે ત્યારે હિન્દુસ્તાની પ્રચાર સભામાં મુખ્ય કામ જે ચાર કલાકનું રહેશે, તે ઉર્દૂ અને નાગરી લિપિ શીખવાનું રહેશે તે ઉપરાંત બાકી જે જીવન રહ્યું તેની પણ યોગ્ય વ્યવસ્થા કરવી જોઈશે પછી જ તે ઉર્દૂમાં શક્તિ આવશે, અને તે નાગરીમાં પણ શક્તિ આવશે આ તો મેં એક દાખલો આપ્યો એવા બીજા ઘણા દાખલા હું આપી શકું આપણા લોકો જે અલગ અલગ કામ કરે છે, તેમનામાં શક્તિ કેમ

કહ્યુ હવે ઉંડરમા એ ણ જે કામો આપણે ઉપાડયા છે તે વિષે ટૂંકમા ઉ લેખ કરી હુ મારુ કહેવાનુ પૂરુ કરીશ

**ભૂદાનયજ્ઞ**

એક તો ભૂદાનયજ્ઞનુ કામ આપણે શરૂ કર્યું છે ને જે મારા મનમા અને મારી વાણીમા છે ઓછામા ઓછી પાચ કરોડ એકર જમીન ભેગી થવી જોઈએ આ કામ આપણે ૧૯૫૭ પહેલા પૂરુ કરવુ છે આપણે બધા, આપણે બધા એટલે તમે ને હુ જેઓ સર્વોદય સમાજના લોકો ગણાઈએ છીએ તેટલા જ નહી, કોંગ્રેસવાળા, પ્રજા સમાજવાદી વગેરે જેઓ આ વિચાર માન્ય કરે છે તે બધા પણ આ કામમા મડી પડીએ અને આ પ્રશ્નો આપણે ઉકેલ કરીએ જોઈએ તો એ ઉકેલ લોકોમાંથી આના સફળના મળવાથી કાયદો કર્યા વિના થાય કે પછી માગ કે આટ આના સફળતા મળવાથી કાયદાની મદદથી થાય, હુ ભવિષ્યવાદી નથી, ગમે તે રીતે થાય પણ મુખ્યપણે લોકશક્તિ વડે થવો જોઈએ પૂર્ણપણે લોકશક્તિ વડે થાય તો હુ નાચવા મડી જાઉં, પણ મુખ્યપણે લોકશક્તિથી થાય તોયે સંતોષ માનીશ ૧૯૫૭ પહેલા આપણે આટલુ ઠરી નાખીએ તો હવે પછી જે ચૂંટણી થશે તે એવા પક્ષોની વચ્ચે નહી થાય કે જેમા બધાયેમા ઘણા સારા માણસો હોય આજે સ્થિતિ એવી છે કે આ પક્ષમાયે સજ્જન છે, પેલા પક્ષમાયે સજ્જન છે અને ભીષ્માર્જુન યુદ્ધ થઈ રહ્યુ છે આપણે તો રામરાવણનુ યુદ્ધ માગીએ છીએ ભીષ્માર્જુનનુ યુદ્ધ નથી માગતા પણ બંને પક્ષોમા સજ્જન છે છતા ત બધા એક કેમ થઈ શકતા નથી ? કોઈ એવો કાર્યક્રમ મળે કે જેના પર તે બધા એકત્ર થઈ શકે, તો તેમની વચ્ચે આજે જે ખોટા મતભેદો છે તે તરત ટળી જશે, કારણ કે આ કાર્યક્રમ પાયાનો છે આજે સમાજવાદીઓ મને કહે છે કે તમે અમારો કાર્યક્રમ લીધો છે એટલે હુ તેમને કહુ છુ કે મને એ વાત કબૂલ છે અને તેથી મહેરબાની કરી મને મદદ કરો અને કોંગ્રેસવાળા કહે છે કે આ કાર્યક્રમ ઘણો સારો છે, અમારે કહે પાર

પાડવો હતો, તો તેમની પાસે પણ હું મદદ માગુ છુ જાણીને આનંદ થાય છે કે તમારો કાર્યક્રમ ભારતીય સંસ્કૃતિને અનુકૂળ છે અને તેથી સારો છે, તેથી હું ઇચ્છુ છુ કે આ રીતે જુદા જુદા વિચારવાળા આ કાર્યક્રમને પસંદ કરે છે એટલે આપણે બધા એ કામમા લાગી જઈએ તો એમ બને કે આવતી ચૂટણીમા ઘણાખરા મતભેદો રહેવા ન પામે અને સારામા સારા માણસો ચૂટાઈ આવે આ પ્રમાણે થાય પછી જે સરકાર રચાશે તે ઘણી શક્તિશાળી હશે આ એક ઉમેદ મે આ કાર્યક્રમમાથી રાખી છે આમ આ ભૂમિદાનનુ કામ આપણે કરવુ છે પાચ કરોડ વિના આપણને સતોષ થવાનો નથી પણ તો પછી આવતા વર્ષ સુધીમા પચાસ લાખ એકર જમીન મેળવવી જોઈએ

ઉપયોગ કરશો એ આપણી યોજના છે પરંતુ ભૂમિદાન યજ્ઞના પ્રચારની જેમ સંપત્તિદાન યજ્ઞનો વ્યાપક પ્રચાર ગામેગામ જઈ ભાષણો કરીને સામુદાયિક ધોરણે કરવાનો નથી વ્યક્તિગત રીતે પ્રેમથી જેમની સાથે વાત થઈ શકે તેમના હૃદયમાં અને તેમના કુટુંબમાં તેમના વિચારોમાં પ્રવેશ કરીને એ કામ કરવાનું છે અત્યાર સુધીમાં સંપત્તિદાન યજ્ઞમાં જે દાન આવ્યાં છે તેમાં દરવર્ષે આપવાની વાત છે અથવા જીવનભર આપવાની વાત છે

આ યોજનાને મેં સારી પેઠે તપાસી જોઈ છે અને પછી મંજૂર કરી છે તેને ઉત્તેજન આપવાને બદલે તેનું મેં થોડું નિયંત્રણ કર્યું છે હજુ લગભગ ૪૦-૪૫ માણસોના નામ મારી પાસે આવ્યાં છે આ વિષે મારે કહેવા ઇચ્છતો નથી પણ એટલું જરૂર કહું છું કે તમારામાંથી જેમની પાસે મેથળી હોય તેમણે ક્રોધહીન મોઢું મેળવવું જોઈએ અને આ યજ્ઞમાં જોડાવું જોઈએ અને પોતાના મિત્રોમાં સમજીને તેનો પ્રચાર કરવો જોઈએ આ બન્ને કામો પરસ્પર પૂરક છે પચીસ લાખ એકરનો આપણે જે સંકલ્પ કર્યો છે તેના પર હજુ ભાર મૂકવાનો છે સંપત્તિદાન યજ્ઞ સાર્વજનિક ધોરણ પર હજુ ચલાવવો નથી વ્યક્તિગત પાયા પર જેટલો થઈ શકે તેટલો આપણે કરીએ

## સૂતાંજલિ

આ બે કામો ઉપરાંત એક ત્રીજી વાત આપને કરવા માગું છું તેને આપણે સૂતાંજલિ નામ આપ્યું છે આ એક ઘણી શક્તિશાળી વસ્તુ છે તે શક્તિ હજુ આપણે ઓળખી શક્યા નથી બાપુજીની સ્મૃતિમાં અને શરીરશ્રમની નિષ્ઠા કાંતવાની વાતના પ્રતીક તરીકે દેશમાં દેશની સંપત્તિ વધારવાની જવાબદારી જેઓ સમજે છે તેઓ સૂતાંજલિ સમર્પણ કરે તેને મેં સર્વોદયનો વોટ માન્યો છે તેમાં મહેનત માત્ર એટલી છે કે ઘેરઘેર અને ગામેગામ જવું પડશે પણ આ આપણા કામો એક ઉત્તેજન આપનારી વસ્તુ સમજવાની છે એટલે કે આ નિમિત્તથી ઘેરઘેર જવાનો પ્રસંગ મળશે એટલે આ કામને વેગ

આપવો જોઈએ અને બની શકે તો જેમ આપણે પચીસ લાખ એકર જમીન ભેગી કરવાની વાત કરીએ છીએ તેમ વાંગો આપીએ ભેગી કરીએ શ્રમપ્રતિષ્ઠા વધારવામા એ ઘણુ ઉપયોગી થશે તે સિવાય બીજી એક વાત આપણે એમાથી ઇચ્છીએ છીએ તે હુ તમારી આગળ મૂકુ છુ આજ સુધી આપણે જે સસ્થાઓ બનાવી, તે પૈસાનો આધાર લઈને બનાવી એટલે કે પૈસાદાર લોકો જે આપણા મિત્ર હતા, પ્રેમી હતા, કામમા સહાનુભૂતિ રાખતા હતા ને જેમના હૃદય શુદ્ધ હતા, એવા લોકો આપણને મદદ આપતા હતા, આપણે તે લેતા હતા અને એમ કરવામા આપણે કશી ભૂલ કરતા હતા એવુ નથી પણ જમાનો હવે બદલાયો છે હવે શ્રમનો જમાનો આવ્યો છે તેની પ્રતિષ્ઠા આપણે વધારવી જોઈએ તેથી આપણે દરેક પ્રાતમા એકાદ સસ્થા એવી કાઢી શકીએ તો સ્થાપવી જોઈએ, કે જે કેવળ શ્રમના આધાર પર ચાલે અને શરૂઆતમા જોઈએ તો માત્ર શ્રમનુ દાન લે આ સતાજનિની વાત લોકોને ભાવી જાય તો આવી સસ્થાઓ આપણે બનાવી શકીએ અને તેમાથી તેજસ્વી કાર્યકર્તાઓ તૈયાર થાય તે બીજા કામમા પડી શકે આ એક આપણી યોજના છે

**નવા વરસનુ ભાથુ**

મારા ભાઈઓ વિચારના જેટલા અગો હતા તે મે થોડામા તમારી આગળ મૂક્યા છે સર્વોદય સમાજની સભામા આપણે આવીએ છીએ એમા જીવનની બીજી ઘણી વાતો વિષે વિચાર, ચર્ચા વગેરે કરીએ છીએ તે ભલે કરીએ પણ આ જે મુખ્ય મુખ્ય વાતો મે કહી તે વિષે તમે વિચાર કરો, ચિતન કરો અને તે દિશામા આનદ ભેર કદમ આપણે ભરીએ એમ હુ ઇચ્છુ છુ

એટલામા હુ બે શબ્દો કહેવા માગુ છુ આપણુ કામ એ વગપ્રચારનુ કામ નથી સર્વોદયવાળા એ શબ્દ આપણને સભળાવો તો જોકે એ શબ્દ જ ખોટો છે કારણ કે આપણે કેવળ માણસ છીએ માણસથી જુદા આપણે બીજા કોઈ નથી નહી તો જોતજોતામા અને

ગામમાં કોઈ સવાલ પૂછે છે તો આની સ્પષ્ટતા કરું છું એ દરેક સરકારી યોજના પ્રત્યે મારી સહાનુભૂતિ છે એનો ભાસ લોકોને થાય અને તે સાચુ છે કારણ કે બુદ્ધિભેદ કરી એક સારી ચીજ બગાડવા હું ઇચ્છતો નથી આપણામાં આજે એવી શક્તિ છે ખરી કે ધારીએ તો સરકારી યોજનાને નિષ્ફળ કરી શકીએ પણ આ કંઈ મોટી શક્તિ નથી આપણી યોજના લોકો આગળ મૂકી તેનો અમલ તેમની પાસે કરાવવાની શક્તિ આપણામાં નથી તેમ એ કાર્યક્રમ લોકો આગળ મૂકી ચૂંટણી આવવાની અને તે જાતની સરકાર રચવાની પણ આપણી શક્તિ આજે નથી એટલે એક ચીજને બગાડવાની શક્તિ આપણી પાસે છે, તેનો ઉપયોગ કરી લોકોમાં અશ્રદ્ધા અને બુદ્ધિભેદ પેદા કરવા અને તે યોજનામાં જે કોઈ સારો અંશ હોય તેનો પણ અમલ ન થવા દેવો એ કરવું હું અહિંસાની દૃષ્ટિથી ઉચિત લેખતો નથી એવું હમેશ રહેવાનું કે દંડશક્તિના આધારવાળી અને પ્રચલિત પરિસ્થિતિથી બહુ આગળ ન જઈ શકનારી સરકાર જે યોજના ઘડે તે આપણી યોજનાને બહુ અનુકૂળ નહીં હોય એ સ્થિતિમાં તેમાં જે સારું હોય તેમાં અનુમતિ પ્રગટ કરવી અને તેને માટે જનતાની શ્રદ્ધા રહે તે માટે કોશિશ કરવી એને હું અહિંસક વિચારની દૃષ્ટિએ મારું કર્તવ્ય માનું છું નહીં તો આપણે કેવળ પાકન ક્યાં કરીએ તો આજે લોકોમાં ઉત્સાહની ઊણપ છે આળસ છે અને અવિશ્વાસ છે તેથી લોકો સરકારની યોજનાનો અમલ કરશે તોયે પૂરા દિલથી નહીં કરે પછી તેમાંથી આપણને ફળ મળશે નહીં ત્યારે આપણી યોજના પ્રમાણે કામ થતું ત્યારે મળતે તેથી લોકોની આગળ આપણે આપણી યોજના મૂકીએ અને સાથે સરકારી યોજનામાં જે સારું છે તેમાં આપણી અનુમતિ પ્રગટ કરીએ એ મને ઉચિત લાગે છે

### બીજાની દાનત પર ભરોસો રાખીએ

બીજી વાત એ સમજવાની છે કે આપણે કોઈ વાતનું ખંડન કરીએ છીએ ત્યારે બીજાની દાનત પર આક્ષેપ કરીએ છીએ આને

# સર્વોદય કાર્યકર્તાઓ વચ્ચે

## ૧

## સર્વોદય અને રાજકારણ

[૮-૩-૫૩ને દિવસે સવારે ચાંડિલ મુકામે ભરાયેલા સર્વોદય સંમેલનમાં આપેલું ભાષણ]

આજે તમારી આગળ ત્રણ વિષયોની ચર્ચા કરવાનું મેં વિચાર્યું છે: એક, સરકારી યોજનાઓ તેમ જ જુદાં જુદાં રાજ્યો પ્રત્યે તરફ સર્વોદય સમાજના સેવકોનું વલણ કેવું હોવું જોઈએ? બીજું, ભૂદાન યજ્ઞના કામમાં વેગ આપવા માટે કેવી વ્યૂહરચના કરવી જોઈએ? ત્રીજું, આપણામાં જે ઊણપો અને દોષો છે તેની ચર્ચા કરીશ કેમ કે તેથી આપણે તે દૂર કરવાનો યત્ન કરીએ. આ વિષય એવા છે કે જેથી તેની

મર્યાદા હોય છે ખરી પણ મારે સ્વતંત્ર મર્યાદામાં ચિંતન કરવાનો નથી, એટલે તે પ્રગટ થયા વગર રહેતું નથી.

### એક સવાલ

થોડા જનતાજનના સવાલો પૂછે છે આ સવાલો ખાસ કરીને કોમ્યુનિટી પ્રોજેક્ટ અને નેશનલ પ્લાનિંગ વિષે તથા જુદા જુદા પક્ષો અને તેમના સિદ્ધાંતો વિષે હોય છે તેમના હું જવાબ આપું છું એક ભાઈએ મારી જવાબ આપવાની પદ્ધતિ વિષે સવાલ પૂછ્યો છે 'જુદા જુદા પક્ષો સાથે તેમ જ સરકારની જે યોજના છે તેની સાથે વધારેમાં વધારે સહકારથી કામ થાય તે માટે તમે બને ત્યાં સુધી કોશિશ કરો છો આ વાત પસંદ કરવા જેવી લાગતી નથી તેમની સાથે સહકાર કરવાને બદલે આપણા વિચારો બીજા પક્ષોના અને સરકારના વિચારોથી ક્યાં જુદા છે અને ક્યા અંશોમાં વિરુદ્ધ છે તે લોકોને વધારે સ્પષ્ટતાથી સમજાવવાની આજે ખરી જરૂર છે.' આ જાતનો આક્ષેપ ગણો કે સવાલ કહો, એક સર્વોદયપ્રેમી કરે છે એથી મારા આખા ચિંતનની પાછળ જે દૃષ્ટિ છે, તે સર્વોદય સંમેલનમાં જણાવવાનો મેં વિચાર કર્યો છે.

### સરકારી યોજના

પહેલાં સરકારી યોજનાની ચર્ચા હાથમાં લઉં આ યોજના વિષે આપણો મુખ્ય વાંધો એવો છે કે મૂળ દૃષ્ટિમાં ફેર છે આ એક વાંધામાં બીજા બધા આક્ષેપો સમાઈ જાય છે આ બાબતનું પૃથક્કરણ જેટલી સ્પષ્ટતા કરી શકાય તેટલું મેં પ્લાનિંગ કમિશન સમક્ષ કર્યું છે, અને તે લોકોએ મારા વિચારો સમજવાની કોશિશ કરી છે અને મારે કહેવું જોઈએ કે પ્લાનિંગ કમિશને જે નવો અહેવાલ બહાર પાડ્યો છે તે જેને તે હજુ છેવટનો નહીં પણ સુધારાવધારા કરવા જેવો માને છે તેના પહેલા અહેવાલની સરખામણીમાં ઘણા સુધારા થયા છે જ્યાં જ્યાં મૂળ દૃષ્ટિનો ભેદ છે, ત્યાં આપણી અને તેમની યોજનામાં ઘણો ફરક પડી જાય છે તે વિષે ફરીથી અહીં કહેતો નથી આ

કરું છું ત્યારે મને એમ લાગે છે કે આપણે પણ તે લોકો આજે જેમ કરે છે, તેમ જ કરીએ. આજની સરકારની બાબતમાં મારો આવો અભિપ્રાય છે.

પણ તેની સાથે સાથે હું એમ પણ કહું છું કે આપણી દૃષ્ટિ સામે એક નિશ્ચિત માર્ગ છે અને આપણે તે માર્ગ પર જ આગળ વધવું જોઈએ. લોકો મને પૂછે છે કે સરકારની યોજનામાં આપણે કેટલી હદ સુધી સહકાર આપવો અને સહકારની વૃત્તિ રાખવી. હું કહું છું કે તેમની જે યોજના આપણને માન્ય હોય અને સંભવ છે કે સર્વમાન્ય હોય તેમાં આપણે સહકાર જરૂર આપી શકીએ; પણ દરેક સ્થિતિમાં આપણે આપણી જાતને મુક્ત રાખવી જોઈએ. એવી સ્થિતિ ન થવી જોઈએ કે આપણો કોઈ એક કોમ્યુનિટી પ્રોજેક્ટ હોય અને તેમાં આપણે પુરાઈ ગયા હોઈએ. આપણી સાથે એ લોકો સલાહમસલત કરવા માગે તો જરૂર કરી શકે. જે કંઈ નૈમિત્તિક મદદ કરવા જેવી હોય તે પણ આપણે જરૂર કરી શકીએ. પણ આ જાતની યોજનાની જવાબદારી આપણે ઉપાડીએ તો હું માનું છું કે આપણે ભૂલ કરીએ. આપણા સર્વોદય સમાજના લોકોમાં એવું ચાલે છે કે આપણા સેવકોમાંથી કોમ્યુનિટી પ્રોજેક્ટ એકંદરે સારો છે એમ સમજીને આપણામાંના કેટલાક લોકો તે હાથમાં લે છે; બીજા કેટલાક એવા છે, જેઓ તેની ઘણી નિંદા કરે છે અને કહે છે કે એ દેશને તદ્દન બરબાદ કરનારી ચીજ છે; અને બીજા કેટલાક વળી એવા છે જે કહે છે કે આમાં કંઈક સારું છે ને કંઈક ખરાબ છે. આ બધું સારું છે કેમ કે સર્વોદય સમાજ એક મુક્ત સમાજ છે અને તેમાં હરેક માણસ જાતે વિચાર કરીને કામ કરે છે. પણ આપણને તેમાં ભાગ લેવાનું સરકાર કહે તો કેટલીક શરતો આપણે તેની આગળ મૂકીએ અને તે મંજૂર કરે તો આપણે આપણી રીતે કામ કરી શકીએ. આ ત્રણ દૃષ્ટિ છે.

મારી વૃત્તિ हाथी चलत है अपनी गतिमौंની છે. પછી કવિએ જે લખ્યું છે તે કહેવાનો અધિકાર તેનો છે, મારો નથી. જેટલો ભાગ

હું મોટો તેટલું જ કહેવાનો મારો અધિકાર છે એમને હાથી પોતાની ગતિએ ચાલશે અને પોતાનું કામ કરતો રહેશે, પોતાના ચોવીસ કલાકો પોતાનું બધું ચિંતન પોતાના વિચારોને વેગ આપવાને માટે વાપરશે. બીજાના ખંડનમાં આપણે પડીએ છીએ ત્યારે રચનાત્મક કાર્યની આપણી શક્તિ ઘટી જાય છે આને હું શક્તિક્ષય કહું છું આથી હું ખંડનમાં પડતો નથી અને આપણે કોઈએ ખંડનની વાતમાં ન પડવું એવો મારો મત છે એક બાજુથી આપણે તેમનું ખંડન કરીએ ને બીજી બાજુથી તેમની યોજનામાં ફસાઈ જઈએ એ બંને વાત આપણે માટે ખોટી છે, અને બંને આપણને નુકસાન કરનારી છે એમ હું માનું છું

## પાંચ બોલે તે પરમેશ્વર

આપણે ત્યાં પશ્ચિમમાંથી જે લોકસત્તા આવી છે તે માને છે કે બે પક્ષ હોવા જોઈએ અને તેમના સહકારી સંઘર્ષથી દેશ સીધા રસ્તા પર રહે છે અને દોષોનું શોધન થાય છે. આ ખ્યાલ લોકશાહી (ડેમોક્રસી)માં રહેલો છે. આ વિચારમાં કંઈક તથ્ય છે એમ હું માનું છું, પણ તેમાંથી જે કેટલાક દોષ ઉત્પન્ન થાય છે, તેનું નિરાકરણ આપણે કરવું જોઈએ. તેથી હું કહું છું કે આપણો એટલે કે હિંદુસ્તાનનો રાજકીય અનુભવ આપણી ગ્રામપંચાયતમાં સમાયો છે; તેમાં 'પાંચ બોલે તે પરમેશ્વર'નો સિદ્ધાંત માન્ય થયેલો હતો. 'પાંચ બોલે તે પરમેશ્વર'નો અર્થ એવો છે કે એક બોલે, બે બોલે તે પરમેશ્વર ન થાય, પણ ત્રણ કે ચાર બોલે તે પરમેશ્વર, એ વાત પણ ખોટી. આજે રાજકારણમાં મૅજોરિટી કહે તે થાય એ સિદ્ધાંત માન્ય થયેલો છે. પણ આપણે બધા પાંચેયનો એકમત થવો જોઈએ એવો સિદ્ધાંત માન્ય કર્યો હતો. પાંચેપાંચ એક મત થાય ત્યારે કોઈ ઠરાવ મંજૂર થાય, એને હું 'પાંચ બોલે તે પરમેશ્વર' કહું છું.

આ વિચાર પ્રમાણે આપણે કામ નહીં કરીએ તો આજે આખી દુનિયામાં જે બહુમતીલઘુમતીના સવાલ પેદા થયા છે, તે ઉકલશે નહીં.

એકંદરે દેશનો વિચાર શુદ્ધ કેમ થાય તે માટે કોશિશ થવી જોઈએ. આજે જુદા જુદા વિચારો હોવા છતાં તે બધામાં ઘણો સમાન ભાગ છે. સજ્જનોના વિચારોમાં જે મતભેદ હોય છે તે ઘણો ગૌણ હોય છે અને તેમનામાં સારી જેવી વિચારની એકતા હોય છે. તેથી જે સમાન ભાગ હોય તેના પાયા પર કાર્યક્રમ ઘડવો જોઈએ, અને જે ભાગ પૂરતો ફેર કે મતભેદ હોય, તેને ચર્ચાનો વિષય ગણવો જોઈએ; તેને ક્રિયાનો વિષય ન બનાવવો જોઈએ. મતલબ કે સજ્જનોમાં કોઈ એક વિષયમાં મતભેદ હોય ત્યારે ચાર વિરુદ્ધ પાંચ સજ્જન એ હણે નિર્ણય કરી તેનો અમલ કરવો એ હું ખોટું સમજું છું. મારા મત મુજબ સજ્જનોમાં જે વિષયમાં મતભેદ હોય, તે અમલ કરવાને લાયક

રહી ન ગણાય તે વિષે ચિંતન અને ચર્ચા થાય એ જરૂરી છે. જે વિષે સજ્જનોમાં મતભેદ ન હોય તે બાબત લોકોની આગળ અમલ કરવાને માટે મૂકવી જોઈએ. સજ્જન કોને કહેવો ને કોને ન કહેવો વગેરે પ્રશ્નો ઊઠે છે પણ તેમા પડવાનો મારો વિચાર નથી એ આપણી સામે તાત્વિક વિષય નથી પણ મેં રજૂ કરેલો વિચાર એવો છે કે આજે જે જુદા જુદા પક્ષો છે, તેમની ભિન્નતા મટાડવા માટે આપણે પુરુષાર્થ કરવો જોઈએ ગીતાએ પણ એ જ કહ્યું છે કે આ ઉપર ઉપરથી ભિન્નતા દેખાય છે, પણ તેમાં કંઈક વિશેષ વસ્તુ હોય છે, અને તેને આપણે ઓળખવી જોઈએ એ રીતે એકતાની ભૂમિકા નિર્માણ થાય છે આમ તો દુનિયામા ભિન્ન ભિન્ન વિચાર રહેવાના છે પરંતુ ભિન્ન વિચાર વિચારમા જ રહે તો સારુ આપણા શાસ્ત્રકારોએ આને તત્ત્વજ્ઞાનનો એક સિદ્ધાંત માન્યો છે

## આચરણશાસ્ત્રમાં મતભેદ નથી

તમે જોયુ હશે કે હિંદુ ધર્મમાં કેટલાયે દર્શનો છ આસ્તિક દર્શનો છે અને નાસ્તિક દર્શનો પણ છ છતા કોઈ પણ દર્શન હિંદુ ધર્મમા સમાઈ જાય છે તે બધા એકબીજાની સામે ઘણી તીવ્રતાથી બોલે છે વિચારની સ્વતંત્રતા જેટલી મે સંસ્કૃતમા જોઈ તેટલી બીજા કોઈ સાહિત્યમા જોવાની મળી નથી એકબીજાના વિચારો પર પ્રત્યક્ષ પ્રહાર થતા હોય ત્યારે જોવા જેવુ હોય છે રામાનુજ અને શંકરના વિચારોમા જે ફરક છે, તે બંને એકબીજાની વિરુદ્ધ પ્રગટ કરશે, તેની ચર્ચા ને ચિંતન પણ કરશે પરંતુ જેને આચરણશાસ્ત્ર કહે છે, તેમા તેમનો મતભેદ નથી બંને સત્યને માનશે, અહિંસાને માનશે, સદાચારને માનશે કેટલાક વિધિઓને બંને સ્વીકારશે, કેટલીક વાતોને બંને નિષિદ્ધ માનશે અને તેને એકસરખે ધર્મ કહેશે એવું નથી કે રામાનુજના રાજ્યમા સવારે ઊઠવું જોઈએ અને શંકરના રાજ્યમા સવારે ન ઊઠવુ જોઈએ

હા, મંદિર, મસ્જિદ, મઠ વગેરે માટે મોટોટ્રસ્ટો, પાંચસોહજાર એકર જમીનનું દાન મળી શકે અને એવાં દાન પહેલાં લોકોએ આપ્યાં છે. આપણે પણ ધારત તો મેળવી શકત પણ જમીનના સવાલનો ઉકેલ કરવો એટલે કરોડો એકર મેળવવાની વાત, અને લોકોની સદ્બુદ્ધિ જાગ્રત કરી એટલી જમીન મેળવવાની હિંમત સ્વતંત્રપણે મારામાં નહોતી. પણ જ્યારે સંકેત થયો, ત્યારે મેં વિચાર્યું કે કામ મારી બુદ્ધિથી ઘણું કઠણ લાગે છે, છતાં આટલો સંકેત થયા પછી હાથમાં ન લઉં, તો અહિંસા ડરપોક સાબિત થાય અને નિષ્ફળ ઠરે. તેથી આ કામ જોકે કઠણ છે, પણ ઈશ્વર પર ભરોસો રાખી મારે એ હાથમાં લેવું જોઈએ તે વખતે મેં મારા સાથીઓ સાથે કશી સલાહમસલત કરી નહોતી; કારણ, હું જાણતો હતો કે હું સલાહમસલત કરત તો આ કાર્યક્રમ ઉપાડો એવી સલાહ મને કોઈ આપવાનું નહોતું સૌ એમ કહેત કે આ કામ કંઈ થાય એવું નથી. કોઈ એકાદ ગામમાં સંજોગવશાત્ આવું બન્યું તે વાત જુદી છે. પણ આખા દેશ માટે આ કાર્યક્રમ વહેવારુ નથી જે લોકો મારી નજીકમાં નજીક હતા તેમનો આવો અભિપ્રાય થાત એમ હું જાણતો હતો. ઈશ્વરનો સંકેત જે મને દેખાયો તે ન થયો હોત અને બીજા કોઈને દેખાયો હોત તે તે મને પૂછત તો મારો અભિપ્રાય પણ એવો જ થાત અને હું તેમને કહેત કે ભાઈ, એક ગામમાં જે થયું તે પરથી આપણે કોઈ કાર્યક્રમ ન ઘડી શકીએ, મનમાં સંકલ્પ ન કરી શકીએ. તેથી મેં કોઈનીયે સાથે સલાહમસલત કરવાનું ઉચિત અને લાભકારક ન માન્યું બલ્કે, નમીએ અજમાવવાનું વિચાર્યું અને ભગવાન પર ભરોસો રાખી માગવાનું શરૂ કર્યું માગતા માગતા માગ-વાની આગળ, પાછળ, ઉપર, નીચે કયા કયા ભાવ રહ્યા છે તેનું રોજ રોજ મને નવું નવું દર્શન થતું ગયું અને તે દિવસોમાં કરેલાં મારાં ભાષણો તમે જોશો તો દરેક ભાષણમાં કંઈક ને કંઈક નવી વાત તમને જોવાની મળશે આમ એ વિષય ઉત્તરોત્તર સ્પષ્ટ થતો ગયો જમીન મળતી ગઈ અને તેલંગણમાં એક દર્શન થયું, છતાં મને મનમાં એક

શાંત રીતે અને તે સ્વાભાવિક હતી. મને એની શરમ નહોતી. પણ બીજા લોકોના મનમાં વધારે હતી. તેલંગણમાં પૂર્વભૂમિ હતી, તેથી ત્યાં બન્યું. દેશના બીજા ભાગોમાં કદાચ એવું ન બને. દિલ્હી જવાનો પ્રસંગ આવ્યો અને પંડિત નેહરુનું નિમંત્રણ તરત આવે એવું હતું. પણ મેં પગે ચાલીને જ જવાનો વિચાર રાખ્યો. રસ્તામાં ભૂદાનયજ્ઞની વાત લોકોને સમજાવતો ગયો. પરિણામ એવું આવ્યું કે દિલ્હી સુધી તેલંગણમાં જોવાનો મળ્યો હતો તેવો જ ઉત્સાહ લોકોએ બતાવ્યો. એથી એક વાત સ્પષ્ટ થઈ કે આ ફક્ત તેલંગણમાં બની શકે એવી વાત નથી, બલ્કે આજના જમાનાની માગ છે. અથવા કહો કે ઈશપ્રસાદ તેને અનુકૂળ છે. ત્યાં સુધી જે જમીન મળતી ગઈ તે અમે લેતા ગયા. પણ ઉત્તર પ્રદેશમાં ફરવાની વાત આવી ત્યાં મેં અમુક આંકડો નક્કી કર્યો અને તેનો સંકલ્પ કર્યો. તે આંકડો નાનોશો હતો, પણ તેના પર નજર રાખી કામ શરૂ કર્યું. ઉત્તર પ્રદેશના સાથીઓ સંખ્યામાં ઓછા હતા પણ તેમણે ઘણી બહાદુરીથી કામ કર્યું અને તે બધા સતત દસ મહિના સુધી ઠેકઠેકાણે ફર્યા. તેમનામાંથી જે કેટલાક વિશેષ કામમાં રહ્યા તેમના સહકારથી જોયું કે સંકલ્પ સિદ્ધ થઈ શકે છે અને આજે એ લોકોએ સંમેલનમાં જાહેર કર્યું કે તે સંકલ્પ લગભગ પૂરો થઈ ચૂક્યો છે. પાંચ લાખ એકર જમીન ભેગી કરવાની હતી. પોણા પાંચ લાખ થઈ છે. પચીસ હજાર તેઓ મેળવી લેશે એટલું જ નહીં, આવતી સાલમાં અગિયાર લાખ એકર જમીન ભેગી કરવાનો પણ તેમણે નિશ્ચય કર્યો છે. અહીં પણ તે નિશ્ચય જાહેર થયો છે અને એ લોકોએ સાથે બેસી ગંભીરતાપૂર્વક ઈશ્વરસ્મરણ સાથે મનમાં સંકલ્પ કર્યો છે.

### બિહારનો ભૂમિપ્રશ્ન ઉકેલવાનો નિશ્ચય

આ ઉત્તર પ્રદેશમાં થયું ત્યાર બાદ મારા મનમાં થયું કે હું આ પ્રમાણે આખું હિંદુસ્તાન ફરું તો દર વરસે પાંચ લાખ એકર જમીન મળે. આખું હિંદુસ્તાન ફરવામાં પાંચછ વરસ લાગે. આમ ત્રીસ લાખ એકર જમીન થાય. પણ એટલાથી જમીનનો સવાલ ન ઊકલે

મારે કહેવું જોઈએ કે આપણે અહિંસાને સમજ્યા નથી. આપણામાં એવી શક્તિ હોવી જોઈએ કે જે આપણો હાથ પકડે, તેને આપણે કબજે કરી લઈએ.

હવે મારા મનમાં વ્યૂહરચનાનો ખ્યાલ ઊગ્યો છે. બિહારમાં વધારેમાં વધારે શક્તિ વાપરવી અને તેમાંયે એકએક જિલ્લામાં પૂરી શક્તિ વાપરીને કામ કરવું એટલે તે જિલ્લાઓના સવાલનો ઉકેલ આવે. જયપ્રકાશજીએ કહ્યું તે પ્રમાણે ગયામાં કે બીજા કોઈ જિલ્લામાં વધુ લાખ એકર જમીન મળી જાય અને કાયદો કર્યા વિના જમીનની વહેંચણી થઈ જાય, તો હિંદુસ્તાનના બીજા ભાગોમાં એવું ન થાય એમ માનવાને કશું કારણ નથી. એ કામમાં સરકારની મદદ પણ થાય તે લેવી. કેમ કે તેની પાસે જે જમીન છે તે લેવાની વાત પણ સમાઈ જાય છે. એમાં મારી દૃષ્ટિ એવી છે કે એવો એકાદ નમૂનો આપણે રજૂ કરીએ કે જેની છાપ આખા ભારત પર પડે. એથી નિરાશા જશે ને વિશ્વાસ પેદા થશે કે આ કામ થઈ શકે એવું છે. એક વાર વિશ્વાસ પેદા થયા પછી બધા કાર્યકર્તાઓ એમાં મંડી પડશે અને સવાલનો ઉકેલ નીકળતાં વાર નહીં લાગે. મેં આવો વિચાર રાખ્યો છે.

તે ભક્તિમાર્ગ છે કારણ કે આપણે આખા સમાજને એકરસ બનાવવા ઇચ્છીએ છીએ તે આવી ભક્તિ સિવાય થાય તેમ નથી પ્રેમભાવ પેદા કરવો એ આપણો મુખ્ય ધર્મ છે અને તે સારુ બીજા નાના નાના ધર્મો અને નાના નાના ધર્મ જે આપણે સ્વીકાર્યા હોય તે આ ભક્તિને રસ્તે છોડી દેવા પડે આ પ્રમાણે તમે સૌ બીજા બધા ધર્મો છોડી દો અને આ કામમા લાગી જાઓ આ મારી એક માગણી ✓

## બીજી માગણી બિહારને માટે સમય આપો

બીજી વાત એ કે તમારા સૌ સૌના પ્રાતના જે લોકો કામ કરી તે ભલે કરે પણ જુદા જુદા પ્રાતો ના થોડા લોકો બિહારને માટે એકાદ મહિના આપે તો સારુ એમા બે લાભ થશે, એક તો બિહારમા આજે જે દૂષિત વાતાવરણ છે જે પક્ષભેદ છે, તે જે મટાડવાનો મારો પ્રયત્ન છે, તે પક્ષભેદ ભગવાનની કૃપાથી દૂર થશે તેના મૂળમા કોઈ ખાસ મુદ્દો નથી નાના માણસોના જેવી વાત છે કોઈ કલ્પનાભેદ નથી કે વિચાર ભેદ નથી આ બહારના જે લોકો હશે, તે તટસ્થ હશે તેથી તેમની આમા મદદ મળશે આ ઉપરાત તેમને આ કામમા થોડી તાલીમ પણ મળશે અહી જે વાતાવરણ છે તેના વાતાવરણમા રહી કેમ કામ કરવુ તેની તાલીમ મળશે તેથી પોતાના પ્રાતમા તેઓ જશે ત્યા આ તાલીમ તમને ઉપયોગી થશે હુ એવુ કહેતા ઇચ્છતા નથી કે તમારે ત્યાનુ કામ નબળુ પાડી અહી આવવુ પણ દરેક પ્રાતના નાના નાના કાર્યકર્તાઓ બિહારને માટે સમય આપે તો સારુ આ મારી બીજી માગણી છે

પ્રાંતમાં જકડાઈ રહ્યો અને બીજા પ્રાંતમાં ન આવી શક્યો તો ભૂદાનના કામને એથી શો લાભ થશે? મારો જવાબ એ છે કે એ જ બરોબર થશે. અને એ બરોબર થશે, કારણ કે તેનું પરિણામ એવું આવશે કે કોઈ એક જગ્યાએ થોડી નિશ્ચિત મુદ્દતમાં આપણે આપણો કાર્યક્રમ પૂરો કરી શકીશું. પછી ફક્ત ગણિતનો સવાલ રહે છે કે અમુક કાર્યકર્તાઓ મળી જાય, તો અમુક દિવસોમાં આપણે આખા હિંદુસ્તાનનું કામ પૂરું કરી શકીએ. એટલા કાર્યકર્તાઓ ન મળી શકે, તો નહીં થાય એ વાત જુદી છે. પણ એવા કાર્યકર્તાઓ મળે, તો કામ પૂરું થઈ શકે. આથી આ જાતનું દર્શન થશે. આ વખતે આવા દર્શનની ઘણી જરૂર છે એમ હું માનું છું.

બિહારવાસીઓને મેં કહ્યું છે કે જ્યાં સુધી અહીંનું કામ પૂરું નહીં થાય ત્યાં સુધી મારે અહીં રહેવું છે. હું એવું ઇચ્છું છું કે આવતું સમેલન આ પ્રાન્તમાં નહીં પણ બીજા કોઈ પ્રાંતમાં ભરાય હમણાં એવી હાલત છે કે હું જ્યાં હોઉં ત્યાં જ સમેલન ભરવાની જરૂર લાગે છે. તેથી આ પ્રાંતનો કાર્યક્રમ પૂરો કરી આ પ્રાન્તના લોકો આવતા સંમેલનને માટે મને બીજા કોઈ પ્રાન્તમાં જવા દે એટલે કે બત્રીસ લાખ એકર જમીન ભેગી કરવાની છે, તે એક સાલની અંદર પૂરી કરવામાં આપણે લોકો મંડી જઈએ તો સારું

**બીજા પ્રાંતોમાં કામ ન થાય તો**

સ્પષ્ટ છે કે આપણે આવતા વરસ સુધીમાં પચ્ચીસ લાખ એકર કરવાનો સંકલ્પ કર્યો છે. બિહારમા જ આપણે બત્રીસ લાખ એકર પૂરા કરીએ તો આપણા સંકલ્પમાં અપૂર્ણતા નહીં રહે આ વ્યૂહ નિષ્ફળ ગયો તો ખેર પણ સફળ થાય તો જોતજોતામાં બીજા પ્રાન્તોમાં ક્રાન્તિ થઈ જશે. વધુ કરવાનીયે જરૂર નહીં પડે. એક ભાઈએ કહ્યું કે બિહારમાં કામ થાય અને તમે ઇચ્છો છો તેટલી બધી જમીન મળે તોયે બીજા પ્રાંતમાં લોકો કંઈ ન કરે તો શું થાય? મેં કહ્યું કે, આ તમારો સવાલ માનસશાસ્ત્રના અનુભવથી વિરુદ્ધ છે માનસશાસ્ત્ર એ

જિ નામા ભેગી થઈ તેનો ગૌરવપૂર્ણ ઉ લેખ કે માગ મ ામાયે છે કે જે નામ થયુ તેમા જે લોકોએ પોતાનો ફાળો આપ્યો છે તેમને માટે આ ગૌરવની વાત છે આ તો એ રાત્રે સર્વકનાઓના આશ્વાસ ા માટે મે કહ્યા

## અતર્નિરીક્ષણની આવશ્યકતા

હવે આવતી વાત આપણે આગળ વધવા માગીએ છીએ અને આપણે જે નિશ્ચય કર્યો છે, તે પાર પાડવા ધાગીએ છીએ એ ામ આમ કઈ નણ નથી આ વરસે આપણને અગિયાર મહિના મળ્યા, આવતે વરસે તેર મહિના મળશે હવે યોજના પણ સારી થઈ ? તેમ પણ જાગ્રત થયા છ તેથી માન્યુ કામ પાર પડશે એવી ઉમે રાખુ છ પણ આપણુ કામ આથી વધાર વ્યાપક છે આપણો ઉદ્દેશ ભિન્ના છે આ દૃષ્ટિથી આપણે અતર્નિરીક્ષણ કરવુ જોઈએ અને આપણા કામને માટે યોગ્ય થવુ જોઈએ જે કોઈ દોષ આપણે જોઈએ તેનુ નિવારણ આપણે જ કરવુ જોઈએ આપણે સમાજના દોર મતાઓએ છીએ ત્યારે બીજાની સાથે તુલના કરી આપણે પોતાને ઊચા કે નીચા મૂલ્યા નથી શકતા અને સ્વતત્ર રીત પોતાનુ નિરીક્ષણ કરા કરીએ છીએ જે દોષ આપણામા હોય તે બીજામા પણ હોય પણ તેથી આપણે સમાધાન ન લઈ શકીએ તેથી તુલનાની દૃષ્ટિ આપણે રાખતા નથી સ્વતત્રપણ આપણે નિરીક્ષણ કરવા માગીએ છીએ

## અસહિષ્ણુ ન બનીએ

ાને મે જોયુ કે એક ભાઈ મગાળી ભાષાનો પ્રશ્ન આ ા રજૂ કરવા માગતા હતા, ત ભાષાક આવેશમા હોવા ત્યારે તમારી ધીરજ ખૂટી અને તેમને 'બેસી જાઓ' 'બેસી જાઓ' એમ તમે કહેવા લાગ્યા તેને બદલે ધીરજ રાખી હોત તો તમે તેમનુ ચિ જીત લીધુ હોત કારણ કે તેમણે શરૂઆતમા જ કહ્યુ હતુ કે આ સભામા મારો

પણ રજૂ ન થી તમ મળી તે માટે હું આભારી છું તે સમજતા હતા કે આ સભાના ઉદ્દેશ જુદા છે તેમનુ ભાષણ આપણે સહી લેત અને શાંત રહેત તો એમ માનસો આપણે હતી શક્ત પણ બનતુ થયુ તેમન નિ દુર્ભાગ્ય બેન ાની તમ જેમ છે તે તેમને મળી પગ જે આઘાત તેમના દિલને પહોચ્યો તે પૂરો રુઝાયો નથી તો તુ સહેવુ હોય છે જોઈતુ મનુ ગોય ? અ ત્યારે જે પ્રશ્ન થય તે આમુ ાવિક હતુ કોઈ કોમ મન્તિ કોઈ બીજાને એમ અટકાવે કે તેની ટીકા કરે તો તે વ્યક્તિગત નામન થાય પ ા અહી સમૂહના અનેક માણસો એમ બોલી ઊઠ્યા એ દરય દુ ખ હતુ એ એ ક્ષણિક વાત હતી એમ મને લાગ્યુ હોત તો એ વિ ે ખાસ ચિંતા ન કરત પણ આ આકસ્મિક વાત નથી આપણામા રહેલો એ એક દુર્ગુણ છે આપણામા અસહિષ્ણુતા છે

## આત્મવચના હાનિકારક

પણ આથીયે વધારે ઊંડો દોષ આપણામા છે એક તરફથી આપણે પોતાને પુણ્યા મા સમજીએ છીએ સર્વોદયની ભાવના રા મીએ છીએ અમે સર્વોદયસેવક છીએ એવો ભાવ રાખીએ છીએ અ ને એટલે સુધી કે લોકો પોતાના પત્રો પર પોતાનો સર્વોદયસેવક નામ નમે છે એક ભાઈનો પત્ર આ ો હતે તમા ઉપર સર્વોદય નબર છાપ્યો હતો અને નીચે સર્વોદયસેવક લખ્યુ હતુ કદાચ આ વાત નિર્દોષ હોય પણ મને જે અનુભવ થયો તે પરથી હુ સમજ્યો છુ કે સર્વોદયસેવક થવાનો જે વિચાર આપણે રાખીએ છીએ— ભને તે પ્રમાણે આચરણ થતુ હોય કે ન હોય—તે એક મહાન પુણ્યકર્મ આપણે કરીએ છીએ અને તથી આપણે કદ્ધિ ઊચા બનીએ છીએ એવો ભાવ આપણા લોકોના દિલમા પેદા થવાનો સભવ છે આ પ્રમાણે આપણે આત્મવચના કરીએ તો ત આપણુ નુકસાન કરશે આપણે ઘણા નમ્ર થવુ જોઈએ અને સમજવુ જોઈએ કે આપણે સેવક છીએ અને આપણે દુનિયાની સેવા કરવાની છે

મસ્તકનો સંબંધ નમ્ર સંબંધ છે તેથી જુદી રીતે આપણે પોતાને ઊંચા વિચારવાળા માનવા માંડીએ તો એક જમાનામાં બ્રાહ્મણો જેઓ જ્ઞાનપરાયણ હતા પણ જેમને અભિમાન થયું અને પોતાને ઊંચા માનવા લાગ્યા તેમના જેવી આપણી દશા થશે તેથી હું ઇચ્છું છું કે આ જે દોષ આપણામાં છે તેનું આપણે પોતાની અંદર શોધન કરીએ અને વધારે ને વધારે નમ્ર થવાની કોશિશ કરીએ

### કાર્યકર્તાઓમાં વિચારોના અધ્યયનની ઊણપ

આપણામાં બીજી જે ખામીઓ છે, તેને દોષ ન કહેવાય ઊણપ કહેવી જોઈએ આપણે ઘણુંખરું બહિર્દષ્ટિથી વિચારીએ છીએ ઊંડાણમાં જતા નથી વિચારોનું અધ્યયન કરતા નથી આ આક્ષેપ હું વરસોથી કરતો આવ્યો છું અને મેં જોયું છે કે આપણા કાર્યકર્તાઓ જો કે રાતદિન કામમાં મચ્યા રહે છે પણ વિચારોનું અધ્યયન કરતા નથી હું કેવળ શાસ્ત્રીય અધ્યયનની વાત નથી કરતો જે કામ આપણે કરીએ છીએ તેના મૂળમાં જે વિચારો છે તેના અધ્યયનની વાત કરું છું આ વિચારો ઊંડા છે તેનું આપણે મનન અને ચિંતન તેમ જ અધ્યયન ન કરીએ તો છેવટે આપણી પ્રેરણા ક્ષીણ થશે દિનપ્રતિદિન પ્રેરણા ક્ષીણ થતી જાય છે પણ તે તરફ કાર્યકર્તાઓનું ઘણું ઓછું ધ્યાન ગયું છે ગાંધીજી હતા ત્યારે પણ આ સ્થિતિ હતી મેં એક કાર્યકર્તાને પૂછ્યું ભાઈ ગાંધીજીએ હમણાં એ લેખ લખ્યો છે તે તમે વાંચ્યો છે? તેમણે જવાબ આપ્યો ના નથી વાંચ્યો મેં તેમને કહ્યું 'તે વાંચવા જેવો છે' એટલે તેઓ કહેવા લાગ્યા 'વાંચવા જેવો તો હશે જ કારણ કે ગાંધીજી જે લખે છે તે વાંચવા લાયક હોય છે પણ અમે તેમનું કામ કરીએ છીએ અને તેમનું કામ તેમના કહેવાનો સાર જ તે અમે કરી રહ્યા છીએ અમને કામમાંથી એટલી નવરાશ જ મળતી નથી કે વાંચી શકીએ મેં કહ્યું, કાર્યકર્તાઓને તે વાંચવાની જરૂર ન હોત તો ગાંધીજીને તે લખવાની જરૂર શી હતી? તેઓ પણ કર્મપરાયણ વ્યક્તિ છે આમ છતાં તેઓ દર

આવાડિયે કંઈક ને કંઈ લખે છે આપણે સમજવું જોઈએ કે તેમાથી નવી વાતો અને નવો પ્રકાશ મળી શકે, તેથી આપણે તે વાચતા રહેવુ જોઈએ"

**કાર્ય કરનારા જ જ્ઞાનના અધિકારી છે**

કેટલાક લોકો ખુદ ગાંધીજીના વચનોનો આધાર ટાંકતા હતા અને ગાંધીજીએ ક્યારેક કહ્યુ પણ છે કે, 'લોકો વાચે છે ઘણુ પણ તેમાં કામ કરવુ જોઈએ' પણ એનો અર્થ એવો છે કે જેઓ નાહક વાચે છે, વ્યર્થ ચિંતનમા પોતાનો વખત ગાળે છે, તેમની વિરુદ્ધનુ એ કથન છે જેઓ કર્મ કરે છે, તેઓ ખરી રીતે જ્ઞાનના હકદાર છે તેમને જ વાચવાનો અને ચિંતન કરવાનો અધિકાર છે જે કામ કરતા નથી, તેઓ જ્ઞાનપ્રાપ્તિના અધિકારી નથી આમ એક બાજુ, જેઓ જ્ઞાનપ્રાપ્તિના અધિકારી નથી તેઓ જ્ઞાનની ચર્ચા કર્યા કરે છે અને બીજી બાજુ હકીકતના જેઓ જ્ઞાનપ્રાપ્તિના અધિકારી છે, કારણ કે કર્મપરાયણ છે તેઓ પોતાનો હક જતો કરે છે અને જ્ઞાનની કિંમત કરતા નથી આથી કામ નિસ્તેજ બને છે આ અનુભવ મારી નજરે પડચો છે . બોલું છું અને લખુ છુ પણ મે જોયુ છે કે એ વરસ દરમિયાન જે વાત મે પચીસ વાર કરી હશે અને જે વિષે લખ્યુયે હશે તે જ વાત મારે વારવાર કહેવી પડે છે એટ . એથી થાકતો નથી મારે માટે તે જપ બની જાય છે

**ચિત્તશુદ્ધિની કસોટી**

વસ્તુસ્થિતિ એવી છે કે કોઈ પણ ભક્તિમાર્ગીને ચિંતનની જેટલી જરૂર હોય તેનાથી આપણને વધારે છે કારણ કે ભક્તિમાર્ગી પોતાની વ્યક્તિગત શુદ્ધિ કરીને સંતોષ માની લે છે અને અપેક્ષા રાખે છે કે તેથી દુનિયાની જેટલી સેવા થઈ તેટલી ખરી પણ આપણે એટલાથી સંતોષ મેળવવા નથી માગતા, વ્યક્તિગત શુદ્ધિનું કામ પણ આપણે આપણી સેવા દ્વારા કરીએ છીએ આમ આપણે આપણી બહારની સેવા અને અંદરની ચિત્તશુદ્ધિની વૃત્તિ બંનેને એકરૂપ માનીએ

છીએ અને તેથી આપણા ઉપર અંદર ઊંડાણમાં ઊતરી ચિંતન કરવાની મોટી જવાબદારી છે કોઈ ભક્તિમાર્ગી સત્પુરુષ એવો દાવો કરતો નથી કે મારી આસપાસ મારા વિચારનો પ્રભાવ નહીં દેખાય તો મારામાં કશી ન્યૂનતા છે અને તેને માટે મારે પ્રાયશ્ચિત્ત વગેરે કરવું જોઈએ તે એમ સમજતા હતા કે આસપાસના લોકોના પણ સ્વતંત્ર કાર્ય હોય છે અને તે માટે તેમની ચિત્તશુદ્ધિની જવાબદારી અમારા પર નથી સહજ ભાવથી એકબીજાની અસર એકબીજા પર જે થાય તે થાય પણ આપણે સમાજ અને વ્યક્તિમાં આવો ભેદ કરતા નથી આસપાસના વાતાવરણ અને પરિસ્થિતિ પર ચિત્તશુદ્ધિની કેટલી અસર થઈ? આ આપણે ચિત્તશુદ્ધિની કસોટી માની છે આપણે અપેક્ષા રાખીએ છીએ કે આપણે સત્યવાદી યાને સત્યનિષ્ઠ હોઈએ તો આપણી આસપાસના લોકોમાં નિર્ભયતા અને સત્યનિષ્ઠા આવવી જોઈએ અને કોઈ બીજા આસપાસનો માણસ છુપાવે તો આપણે માની લઈએ છીએ કે આપણી સત્યનિષ્ઠામાં, સત્યોપાસનામાં ખામી છે પોતાની ચિત્તશુદ્ધિની કસોટી આસપાસના વાતાવરણ પરથી કરવાની જેઓ દૃષ્ટિ રાખે છે, તેમના પર ઊંડાણથી વિચારવાની જવાબદારી છે

એક વાર બાપુ કહેતા હતા કે, 'મારામાં સત્યની ઘણી ખામી છે' તેનું કારણ તેઓ એવું સમજતા હતા કે, 'અમુક માણસ આટલા દિવસ મારી પાસે રહ્યો, પણ અમુક ચીજ તેણે મારાથી છુપાવી મારી આગળ કહેવાની તેની હિંમત નહોતી બહાર બીજાને જઈને કહી છે બીજા લોકો પણ જાણી ગયા છે, પણ મારી આગળ એ વાત તેણે કહી નથી હું સત્યનિષ્ઠ હોત, તો તે માણસને પહેલાં મારી પાસે આવીને કહેવાની ઇચ્છા થાત અને બીજાને કહેતાં સંકોચ થાત પોતે કંઈ પાપ કે દોષ કર્યો હોય તો છોકરો જેમ માની પાસે જઈને કહી શકે છે, તે પ્રમાણે તે મારી પાસે આવીને કહેત પણ આ તો ઊલટું થયું દુનિયામાં મિત્રોની આગળ તેણે એ વાત કરી, પણ કેટલાયે વરસો થયાં તોયે હજુ સુધી મારી આગળ વાત કરી નથી

એનો અર્થ એ કે મારામાં સત્ય નથી. સત્ય હોત તો સામાને સત્ય બોલવાની હિંમત થવી જોઈતી હતી. મારી નજીક રહેનારાઓમાં આ હિંમત આવી નથી, એટલી મારી સત્યની ખામી છે.' હું સાંભળતો હતો. ઘણી ચર્ચા થઈ. તેનું વર્ણન હું અહીં નહીં કરું. પણ તેમણે જે દૃષ્ટિ બતાવી, તેમાં સત્યનો અમુક અંશ છે; સત્યનો પૂરો અંશ એમાં નથી. બીજી બાજુ પણ એમાં છે અને મેં ટૂંકમાં કહ્યું કે જે પરસ્પર અસર થાય છે, માણસની વૃત્તિ અને આસપાસની પરિસ્થિતિનો જે સંબંધ ઊભો થાય છે, તે અહલ્યારામ ન્યાયથી થાય છે. આ મને એક નવો ન્યાય જડ્યો છે.

### અહલ્યારામ ન્યાય

અહલ્યારામ ન્યાયનો સાર એ કે રામચંદ્રજી પોતાની યાત્રામાં એક આશ્રમમાં આવ્યા અને ત્યાંના એક પથ્થરને તેમના ચરણનો સ્પર્શ થયો, એટલે તેનો ઉદ્ધાર થયો અને તેમાંથી અહલ્યા પ્રગટ થઈ. આવી કથા છે. આ મહિમા કોનો? રામચંદ્રજીનો કે અહલ્યાનો? આપણે તેને માત્ર રામચંદ્રજીના ચરણોનો મહિમા કહીએ, તો તેમનો ચરણસ્પર્શ તો લાખો પથ્થરોને થયો હતો, પણ તેમાંથી એકેમાંથી અહલ્યા નીકળી નહોતી. તેથી એ કેવળ રામના ચરણસ્પર્શથી થયું ન ગણાય. આપણે એમ કહીએ કે એ ગુણ જેમાં અહલ્યા સુપ્ત હતી તે પથ્થરનો હતો, તો હજારો લોકોના પગનો સ્પર્શ તેને થયો હશે, તોયે તેનો ઉદ્ધાર થયો નહોતો, રામચંદ્રજીના સ્પર્શથી જ તેનો ઉદ્ધાર થયો. એથી આનું કારણ એકલી અહલ્યા નથી. આમ કેટલાક ગુણ રામચંદ્રજીના અને કેટલાક ગુણ અહલ્યાના, એમ બંનેના ગુણો ભેગા મળીને આ વાત બની છે. એક જ પક્ષ પર જવાબદારી નાખીએ તો એમાં પૂરો ન્યાય થતો નથી અને પૂરું સત્ય આવતું નથી. આ વાત મેં બાપુને કહી હતી અને ઘણી ચર્ચા થઈ હતી. તેમાં અત્યારે હું પડતો નથી. પણ તેમણે જે કહ્યું કે, આપણે સત્યનિષ્ઠ હોઈએ તો તેની અસર આસપાસના વાતાવરણ પર થવી જોઈએ, એ અપેક્ષા ખોટી નથી.

## ભક્તિમાર્ગની દલીલ

પણ આવી આશા ભક્તિમાર્ગી સત્પુરુષ રાખતા નથી. તેઓ કહે છે કે દુનિયા ઈશ્વરની ઇચ્છાથી ચાલે છે, તેથી મારા સ્પર્શથી વાઘ પોતાનુ વાઘપણુ અને ગાય પોતાનુ ગાયપણુ છોડે એ જરૂરી નથી. એક ભક્તે તો મને એટલે સુધી કહ્યુ કે ઈશ્વર હોવા છતાયે દુનિયામા બદમાશો રહ્યા છે, તો હુ હોઉ છતા બદમાશ રહે એમા આશ્ચર્યની વાત શી છે? હુ ઈશ્વરથીયે એવો મોટો છુ કે મારી સગતિથી બદમાશ સુધરી જાય? ઈશ્વર સર્વત્ર વિરાજમાન છે છતા તેની સગતિથી તેઓ સુધરતા નથી. આ ભક્તિમાર્ગની દલીલ છે. તેમા પરમ નમ્રતા છે, અહંકારનો પૂર્ણ અભાવ છે અને એ દૃષ્ટિથી સત્યનો અમુક અંશ એમા પણ છે.

## જીવનના ઊંડાણમા જઈએ

પણ આપણે સત્યાગ્રહી તરીકે માનીએ છીએ કે આપણી ચિત્તવૃત્તિ શુદ્ધ હોય તો આસપાસના વાતાવરણ ઉપર પણ તેની અસર થવી જોઈએ. આ કલ્પનાનો આધાર લઈ આપણે સત્યાગ્રહની યોજના કરી છે. સત્યાગ્રહના તત્ત્વજ્ઞાનમા આ એક મૂળ વિચાર રહ્યો છે. આ વિચાર આપણે માનતા હોઈએ તો આપણા પગ ભાગી જવા વારી આવે છે. આપણે જીવનના ઊંડાણમા જવુ જોઈએ અને ભક્ત જેટલા ઊંડાણમા પહોચે તેથી પણ વધારે ઊંડાણમા ઊતરવુ જોઈએ. એમ ન થાય અને આપણે વિચારના ઊંડાણમા ન જઈએ તો મારે કહેવુ જોઈશે કે આ એવી ભૂમિ છે કે જ્યા આ રીતે આપણો આચાર ટકવાનો નથી. જ્યા સુધી આપણી પોતાની વાત છે તેટલા પૂરતો આપણો આચાર ટકશે. બનશે કે આપણે ટકાવવાનો આગ્રહ રાખીશુ પણ હિદુસ્તાનમા એ રૂઢ નહી થાય, કારણ કે હિદુસ્તાન તત્ત્વજ્ઞાનની ભૂમિ છે અને અહી દરેક બાબતમા વિચારના મૂળમા ઊંડે સુધી ઊતરવાની લોકોની વૃત્તિ સમાયેલી છે.

કેટલીયે બત્તીઓ પડી હોય ત્યારે એ બધુ એકત્ર ન થાય, ત્યા સુધી અજવાળુ ન થાય અને અંધારુ દૂર ન થાય આજે આપણી આવી હાલત છે

## શક્તિ એકાગ્ર કરવાની જરૂર

'કાંતણમંડળો રચાય છે તેમા જોડાનારા બિચારા અઠવાડિયે એક વાર મળે છે અને કાંતે છે થોડું કામ કરીને ઘેર જાય છે પણ તેનો પ્રચાર દુનિયામા થતો નથી તેમની પોતાની સ્ફૂર્તિ દિનપ્રતિદિન ઘટતી જાય છે પચાસ મંડળ થયા તેમાથી પચીસ ભાંગી પડ્યા બાકીના પચીસ થોડઘણુ કામ કરે છે, પણ તે વિષે એકબીજાને કશી જાણ હોતી નથી કાંતણમંડળો ક્યા ક્યા રચાયા છે તેની ફિકર ગ્રામોદ્યોગ સંઘને નથી તેમના નામોની યાદી તેમને મળતી હશે પણ તે જોવાની જવાબદારી તેમના પર નથી એ જ પ્રમાણે ગ્રામોદ્યોગનુ અમુક કામ ચાલે છે કે નહી તે વિષે જાગ્રત રહેવાની જવાબદારી ચરખા સંઘ પર નથી આ પ્રમાણે આપણુ બધુ કામકાજ ચાલે છે આ ખોટુ છે એ શક્તિ નથી એ વાત બધા જાણે છે છતા ચારપાચ વરસથી આવુ ચાલ્યા કરે છે પણ મે વિચાર્યું કે આપણે મોટુ કામ માથે લીધુ છે અને તેમા બધી શક્તિ એકાગ્ર કર્યા વિના તે થવાનું નથી તેથી આ વિષય તરફ લોકોનુ ધ્યાન ખેંચવાની જરૂર મે માની છે

જયપ્રકાશજીએ એક વાર કહ્યુ હતુ કે બધાનો એક સંઘ રચાય તો સારુ થાય, બધા અલગ અલગ રહે તો શક્તિ નિર્માણ નહી થાય એક મિત્ર તરીકે તેમણે આ સૂચના કરી હતી અને મને કહેતા આનંદ થાય છે કે તે વિષે ગભીરતાથી વિચાર થવા માડ્યો છે સર્વ સેવા સંઘ એકરૂપ થશે અને જે મુખ્ય મુખ્ય સંઘો છે તે તેમા વિલીન થશે આ નિર્ણય થશે ત્યારે લોકોની આગળ જાહેર થશે હુ માનું છુ કે આ દોષ નાના નાના કાર્યકર્તાઓનો નથી, જેઓ મુખ્ય કાર્યકર્તાઓ છે, તેમનો છે કારણ કે તેમણે જે રસ્તો બતાવ્યો તે

રસ્તે બીજા ચાલે છે. તેમજે એવો રસ્તો બનાવ્યો હોય કે જ્યાં જ કંઈ કામ શરૂ થાય, ત્યાં તે સર્વ સેવા સંઘનું હોય અને સર્વ દૃષ્ટિ કામ થતું હોય એટલે કે તે સર્વસેવા હોય તો ક્યાંયે ફક્ત કાંતણુમંડળ ન સ્થપાય, બલકે સર્વ સેવા કેન્દ્ર ચાલે. નઈ તાલીમ, હરિજન સેવ ચાલે. ત્યાં જે કાર્યકર્તા હોય તેની શક્તિ અને વૃત્તિ અનુસાર કોઈ કામ પર વધુ ઓછો ભાર દેવાય એમ બને. આમ ત્યાંના કાર્યકર્તા, ત્યાંની પરિસ્થિતિ, જરૂરિયાત વગેરે પર ક્રમનો આધાર રહે. બલ્કે જે કેન્દ્ર ખૂલે તે સર્વ સેવા કેન્દ્ર હોય. તેથી આ નવો વિચાર કરવાથી આ દોષ મટી જશે એમ મને લાગે છે. તેથી મને થયું કે કાર્યકર્તાઓનું ધ્યાન ખેંચું અને તેઓ સર્વાંગી દૃષ્ટિ રાખી હળીમળીને કામ કરે તો સારું, નહીં તો આજે જે રીતે ચાલે છે, તેમ ચાલ્યા કરશે તો થોડા દિવસ ચાલશે અને પછી બધું કામ બંધ પડી જશે.

### હૃદયના ઊંડાણથી પ્રાર્થના થવી જોઈએ

આ ઉપરાંત અંતમાં એક બીજી બાબત પર તમારું ધ્યાન ખેંચું. ઘણા નિરીક્ષણ પછી મને જણાયું છે કે આપણે રોજ સવારસાંજ જે પ્રાર્થના કરીએ છીએ તે ઊંડેથી થતી નથી. મેં ઘણી સંસ્થાઓમાં જોયું છે કે એક સદાચાર અથવા શિષ્ટાચારની ઢબે તે ચાલે છે. સદાચાર સારી વસ્તુ છે, પરંતુ કેવળ સદાચાર પૂરતું ચાલશે તો સાચા દિલથી કરેલી પ્રાર્થનાથી જે અનુભવ મળે તે નહીં મળે. બાપુએ આ બાબતમાં પોતાના જીવન અને મરણથી આપણને બોધ આપ્યો છે. છેવટે તેઓ ગયા ત્યારે પ્રાર્થનાના ઉત્સાહમાં હતા અને પ્રાર્થનામય થઈને તેમણે દેહત્યાગ કર્યો. ગોળી તેમના શરીરને વાગી ત્યાં તેમણે પરમેશ્વરનું નામ લીધું. આ કંઈ નાનીસૂની વાત નથી. તેઓ નિરંતર જાગ્રત રહેતા અને બે વાર જે પ્રાર્થના કરતા, તે કેવળ સદાચારની ઢબે નહોતા કરતા પણ તેમાં પોતાનું બધું હૃદય રેડતા. તેઓ કહેતા કે મારા દરેક શ્વાસે પ્રાર્થના થયા કરે છે. આ તેમણે જે કહ્યું તે અહંકાર નહોતો કે ખાલી કલ્પનાયે નહોતી. એ તેમના જીવનની એક મુખ્ય

વસ્તુ હતી પણ આપણે જે પ્રાર્થના કરીએ છીએ તે શિષ્ટાચાર હોય છે, તેના ઊંડાણમાં આપણે જતા નથી જુઓને, અહીં આપણે ભોજન માટે કેવી મઝાની વ્યવસ્થા કરી! પણ પ્રાર્થનાને માટે આપણે કેવું આયોજન કર્યું હશે? કેટલું ચિંતન કર્યું હશે? આપણે પ્રાર્થના કરી ખરી પણ તેને માટે આપણે ખાસ કંઈ કરવું પડ્યું હોય એવું નથી

પ્રાર્થના એવી વસ્તુ છે કે તેને માટે ખાસ કોઈ માલ કામની જરૂર હોતી નથી જે કરવું પડે છે, તે અંદરથી હોય છે અને તે એક ક્ષણમાં થઈ જાય છે તેને માટે વધારે સમય આપવો પડતો નથી આટલું આપણે કરીએ તો તેથી આપણને મઝા મળશે અને જેમ જેમ આપણે એક પછી એક કઠણ કામ ઉપાડતા જઈએ છીએ, તેમ તેમ તેમની પૂર્તિને માટે પરમેશ્વરના આધાર સિવાય બીજી કોઈ શક્તિ હોય એમ દેખાતું નથી ઈશ્વરનો આધાર આપણે ખરા દિલથી માનીએ નહીં તો સત્યાદિ ધર્મો પર અવિચળ રહેવાનું આપણાથી બનવાનું નથી

## નીતિધર્મની પ્રેરણા

શંકરરાવજીએ કાલે કહ્યું હતું કે, 'આપણે જે કામ કરીએ છીએ તે આ લોકને માટે અથવા અહીંના પ્રત્યક્ષ અનુભવને માટે કરીએ છીએ, અને જૂના જમાનામાં જે યાત્રા અને યજ્ઞ વગેરે થતા હતા, તેમાં પરલોકનો ખ્યાલ રખાતો હતો' આપણા આ કામમાં અને તેમના કામમાં આ ફરક છે તેમણે જે આ ફરક બતાવ્યો તે સાચો છે પણ વિચારવાની વાત એટી છે કે પરલોકનું નામ ના માટે લેવામાં આવે છે? એક માણસને આપણે કહીએ કે તારે સત્ય પર અવિચળ રહેવું જોઈએ અને તેથી તને નુકસાન નહીં થાય બનકે લાભ થશે, ત્યારે તેના જમાનામાં તે કહે છે કે અમુક પ્રસંગે તે સત્ય બોલે તો તેનો નાશ થઈ જાય અને અસત્ય બોલે તો બચી જાય હવે તમે તેને શું કહેશો? એ જ કે, એવી હાલતમાં પણ અસત્ય

બોલવું ન જોઈએ. દેશનાં હિતને માટે, જીવ બચાવવા માટે પણ અસત્ય ન બોલવું જોઈએ. આ જીવનની અવિચળ સત્યનિષ્ઠામાં, અવિચળ આત્મનિષ્ઠામાં જેઓ માને છે, તેઓ તેને માટે આધાર શો બનાવશે? એટલે જેમણે એક જુદી રીતે વિચાર્યું હતું તેમણે પરલોકનો આધાર બનાવ્યો કે ભાઈ, અસત્ય બોલશો તો ભલે આ દુનિયામાં લાભ થતો દેખાય પણ પરલોકમાં લાભ નહીં થાય, અને પરલોક કાયમનો છે, આ દુનિયા થોડા દિવસની છે.' થોડા દિવસનો લાભ જોઈ કાયમનો લાભ છોડવો ન જોઈએ. આ એક બાળભાષા હતી. બાળભાષા એટલે અવિકસિત ભાષા. વિકસિત ભાષામાં બોલવું હોય તો એમ કહેવું જોઈએ કે આપણે અસત્ય બોલીએ તો અંતરનું સમાધાન નહીં થાય, અને અંતરના સમાધાનની વાત સમજવીસમજાવવી કઠણ પડે છે ત્યાં પરલોકની એટલે કે મરણ પછીના જીવનની ભાષા વાપરવામાં આવે છે. એટલે ચાહે અંતરના સમાધાનનો આધાર લઈએ કે પરલોકના જીવનનું નામ લઈએ પણ દરેક સ્થિતિમાં સત્યાદિ ધર્મો પર અવિચળ રહેવાનું છે, એ મુખ્ય વસ્તુ છે, અને તે જીવનમાં ઉતારવા માટે પ્રેરણા મળે તે સારુ પરલોક કે આત્મકલ્યાણ કે અંતરના સમાધાનનું નામ લેવાય છે એટલે જેની ભૂમિકાનો જેટલો વિચાર થયો હશે તે પ્રમાણે તે સત્યનો ઉપયોગ કરશે. એથી આપણે જરૂર એમ સમજીએ છીએ કે સત્યાદિ નીતિધર્મના અવિચળ પાલનને માટે અંતરના સમાધાનથી વધારે સારી બીજી કોઈ પ્રેરણા ન હોઈ શકે. પણ જેમણે પરલોક વગેરેનો આધાર લીધો હતો, તેમણે કશું ખોટું કામ કર્યું નહોતું. કારણ કે તેમનો હેતુ અવિચલિત સત્યનિષ્ઠાનો હતો. આ મેં સહજ એક વાત પ્રસંગ નીકળ્યો એટલે કહી. પણ મારો કહેવાનો મુદ્દો એ છે કે આપણે પોતાના ધર્મો પર અવિચલિત રહેવા માગતા હોઈએ અને તેથી દુનિયામાં હાર થતી દેખાય તોપણ આપણે તેને છોડવા ઇચ્છતા ન હોઈએ તો આપણને ઊંડા આધારની જરૂર રહેશે. તેમાં ઈશ્વરની પ્રાર્થના જે મદદ કરી શકે તે બીજી કોઈ રીતે મળી

ની નથી. એટલે હું ઇચ્છું છું કે આપણાં બધાં કામોનો આધાર આપણે પરમેશ્વર પર રાખીએ અને પ્રાર્થનામાં વધારે ઊંડા ઊતરીએ.

### એક વરસ પૂરો સમય આપનારાની જરૂર

હવે હું બે શબ્દો કહું. આવતે વરસે જે કામ આપણે કરવાના છીએ તેને માટે યોજનામાં એવું છે કે એક વરસ પૂરો સમય આપનારા લોકો જોઈએ. જે લોકો તૈયાર હોય તેઓ પોતાનાં નામ સર્વ સેવા સંઘને મોકલે. તે તેમને મહિના બે મહિનાની તાલીમ આપવાની વ્યવસ્થા કરશે અને તેમની સેવાનો પણ ઉપયોગ કરશે. એટલે જેઓ આપવા ઇચ્છતા હોય તેઓ પોતાનાં નામ જલદી મોકલે.

દેશમાં આ કામને માટે જે ઉત્સાહ છે, તે જોતાં નવા કાર્યકર્તાઓ પૂરતી સંખ્યામાં મળશે એવી હું ઉમેદ રાખું છું તેમને થોડી તાલીમ આપવી પડશે, તેની વ્યવસ્થા સર્વ સેવા સંઘે કરવી જોઈશે

છઠ્ઠા ભાગની જમીન મેળવવી એ ભૂદાનયજ્ઞનો સૌથી નાનો અંશ છે મુખ્ય અંશ આગળ કરવાના કામનો છે મેળવેલી જમીનની વહેંચણી કરવાની છે જેમને જમીન આપવામાં આવશે તેમને કામને માટે સાધનસામગ્રી પણ આપવી જોઈશે તેમને જમીન પર સ્થિર કરવા જોઈશે જે ગામોમાં જમીન મળશે તે ગામોમાં ખાદી, ગ્રામોદ્યોગ, નઈ તાલીમ વગેરે દ્વારા ગ્રામરાજ્યની સ્થાપના કરવી જોઈશે

# ૧૮

# પ્રશ્નોત્તરી

[થોડા વખત પર ગયામા થોડા જુવાનો અને કાર્યકર્તાઓને અગ-મહત્ત્વના વિષયો અંગે શ્રી વિનોબા સાથે પ્રશ્નોત્તરી થઈ હતી તે નીચે ઉતારી છે ]

પ્ર૦—ભૂદાનયજ્ઞના કામ માટે અમે કૉલેજ છોડીએ એવુ તમે ઇચ્છો છો?

ઉ૦—મે કહ્યુ છે કે ભૂદાનયજ્ઞમા કામ ન કરવુ હોય તોપણ કૉલેજ છોડો હુ સને ૧૯૧૬મા કૉલેજ છોડીને નીકળ્યો હતો પણ જેમને એક વરસ પછી મોહ થાય, તેઓ ફરીથી કૉલેજમા જઈ શકે, અને એક વરસ કામ કર્યા પછી તેમનો મોહ છૂટી જાય તો રૂડા વાના થાય જે વિદ્યાર્થીઓ એક વરસ પછી જૂની કેળવણી લેવા ન ઇચ્છે, તેમને માટે સર્વ સેવા સઘ તરફથી કેળવણીની યોજના થઈ શકે તેમને માટે નઈ તાલીમની કોઈક વ્યવસ્થા થઈ શકે દરેક પ્રાતમા એવી એકબે સસ્થાઓ ચાલુ કરી શકાય જે વિદ્યાર્થીઓ કામ કરવા ઇચ્છે તેમના ત્રણ વિભાગ પાડી શકાય (૧) કેટલાક એવા હશે જેઓ રજાઓમા કામ કરવા ઇચ્છશે (૨) કેટલાક એવા હશે જેઓ એક વરસ માટે કૉલેજ છોડીને કામ કરશે અને (૩) કેટલાક એવા હશે જેઓ કૉલેજથી તદ્દન મુક્ત થઈને કામ કરશે

તિલક મહારાજ કૉલેજમા હતા ત્યારે ઘણા નબળા બાધાના હતા તેથી તેમણે એક વરસ કૉલેજ છોડીને વ્યાયામ કર્યો અને ચાર વરસનો પાઠ્યક્રમ તેમણે પાચ વરસમા પૂરો કર્યો પણ તેમણે કહ્યુ કે તેથી મે કઈ ખોયુ નથી તેના જોર પર જીવનની તકલીફો પાર કરી છે તેમને ઘણી તકલીફો સહેવી પડી હતી તે સૌ જાણે છે

શું રચનાત્મક કામ કરતા નથી ફક્ત પ્રચાર કરે છે પ્રચારનું કામ તેઓ ઉત્સાહથી કરે છે અહીંના સામ્યવાદીઓ ફક્ત જડવાદી નથી જડબુદ્ધિ પણ છે જડવાદ પણ એક વાદ છે તેથી તેઓ ફક્ત જડવાદી હોત તો કોઈ વાંધો નહોતો પણ તેઓ તો ત્યાં રશિયામાં શું થઈ રહ્યું છે તે જોઈને બધું કામ કરે છે રશિયાનું રૂપ બદલાય એટલે આમનું રૂપ પણ બદલાય છે તેમનામાં સ્વતંત્ર બુદ્ધિ જ નથી આપણે તેમને ભલા કે બૂરા નહીં કહી શકીએ કારણ કે તેઓ સ્વતંત્ર બુદ્ધિથી કામ કરતા નથી જેઓ સ્વતંત્ર બુદ્ધિથી કામ કરે તેમને વિષે આપણે મત બાંધી શકીએ એટલે કોઈને સારાખરાબ કંઈ પણ કહેવા હોય તો જેઓ એમના માર્ગદર્શક છે તેમને કહી શકાય

સામ્યવાદનો એક ગ્રંથ છે અને સામ્યવાદીઓ આર્યસમાજીઓની જેમ તે ગ્રંથને પ્રમાણ માને છે આમ એઓ પરિસ્થિતિ અને બુદ્ધિ બંનેને બાજુએ રાખી ગ્રંથને પકડી બેઠા છે ખરી રીતે ગ્રંથ બુદ્ધિ અને પરિસ્થિતિ ત્રણેના સમન્વય થવો જોઈએ પણ આ લોકો ગ્રંથને વેદ માને છે આજે માર્ક્સ હિંદુસ્તાનની પરિસ્થિતિમાં હોત તો પોતાના વિચારમાં જરૂર પરિવર્તન કરત હું સામ્યવાદીઓને કહું છું કે તમે માર્ક્સિયન છો પણ માર્ક્સ પોતે માર્ક્સિયન નહોતો માર્ક્સ હતો તેથી તે બદલાઈ શકત સામ્યવાદીઓને હિંદુસ્તાનના દસ હજાર વર્ષના વિચારપ્રવાહને વિષે શું જ્ઞાન નથી એ વિચારમાં દોષ હોય તો તે દોષ જાણવા માટે પણ તે વિચારનું જ્ઞાન હોવું જોઈએ તેથી સામ્યવાદીઓમાં હું બે મુખ્ય દોષ જોઉં છું એક એ કે તેઓ પુસ્તકપરસ્ત છે અને બીજો એ કે તેઓ અહીંના વિચારપ્રવાહને જાણતા નથી

પ્ર૦—શું આપનો મોટો યત્ન સંસ્થા વિના સારી રીતે ચાલી શકશે?

ઉ૦—અમે સંસ્થાની તદ્દન વિરુદ્ધ નથી તમે સ્થાનિક સંસ્થાઓ ભલે કરો પણ અખિલ ભારતીય સંસ્થા રચવાની વાત આવે

છે ત્યાં અનુશાસન આવે છે અને પછી આખો મામલો બોગસ થઈ જાય છે તેનાથી અમે મુક્ત રહેવા ઇચ્છીએ છીએ વ્યાપક સસ્થા નાહક ઊભી કરવામા આવે છે, તો તેનુ ખોટુ અભિમાન પેદા થાય છે અને તેમ થતું નથી એનુ લેખન લાગે છે જેમ અમે મેં ગ્રેમ્સા બો અમે સમાજવાદીઓ જે રીતે પોતાને કહેવડાવે છે ઇરમાઈ પોતાનો અલગ અલગ પથ માંડે છે, એટલે કે આખી દુનિયાથી અલગા રહે છે આખી દુનિયાને પોતાના રૂપ આપવાને બદલે દુનિયાથી એ લોકો અલગા રહે છે અમે કોઈ ખાસ સસ્થા ઊભી કરી હોત તો આજે અમને જે સહકાર મળી રહ્યો છે તે ન મળત

સરકાર જેટલી પ્રગતિ કરી નથી છે તેનાથી વધારે પ્રગતિ થઈ શકે પણ કોંગ્રેસ આજે રાજ્યકર્તાઓની જમાત બની ગઈ છે તેથી તેમાં મૂડીવાદ પણ આવ્યો છે તેમની વિરુદ્ધ જઈને કામ કરવાની હિંમત આજઆમાં નથી, અને મુખ્ય વાત એ છે કે વિચારની સ્પષ્ટતા થઈ નથી

પ્ર૦ — ભારત સરકાર મોટા મોટા કારખાનાઓને રાષ્ટ્રીયકરણ કેમ કરતી નથી?

ઉ૦ — એનુ એક કારણ એ છે કે સરકાર એ વિચારને સ્વીકારતી નથી, સરકાર પર મૂડીવાદની અસર છે વળી રાષ્ટ્રીયકરણ કરવાથી કોઈ લાભ થશે એમ પણ નથી રેલવેનુ રાષ્ટ્રીયકરણ થયુ, પણ તેથી ખાસ કઈ લાભ થયો છે એમ નહી કહેવાય સરકારના હાથમા આજે શક્તિ છે તેનો સરકાર બરાબર ઉપયોગ કરી શકતી નથી તો તેને વધારે શક્તિ આપવાથી શો ફાયદો? દેશમા જ્યા સુધી ચારિત્ર્યવાન લોકો તૈયાર નહી થાય, ત્યા સુધી કામ નહી થાય આજે વ્યાજુશાસન ચાલે છે, અધિકારીઓના હાથમા બીજુ કામ આપીશુ તો કામ વધાર બગડશે, તેથી જનતાની વિચારશુદ્ધિ અને ચારિત્ર્યશુદ્ધિ થવી જોઈએ આમ શીલ સુધરશે પછી કામ થશે

પ્ર૦ — મૂડીવાદનો અંત કેવી રીતે આવે?

ઉ૦ — મૂડીવાદનો અંત નહી પ્રેમથી આવે કે નહી સઘર્ષથી આવે વિચારથી આવશે પ્રેમ કે સઘર્ષ કશાનો અન્ત આણી શકતા નથી સઘર્ષમા ઘર્ષણ થાય છે, તેથી બંને પક્ષ ક્ષીણ થાય છે અને પ્રેમ કોઈની ચીજ પેદા કરતો નથી પ્રેમ ઉત્સાહ પેદા કરે છે પણ સમાજમા ક્રાન્તિ વિચારથી જ થાય છે અમે હિસ્સો માગીએ છીએ, ભિક્ષા માગતા નથી કારણ કે લોકોને અમે એ વિચાર સમજાવવા ઇચ્છીએ છીએ કે જમીન સૌની છે વિચાર માન્ય થાય તેની નિશાની તરીકે અમે હિસ્સો માગીએ છીએ છેવટે જમીન સૌની થાય એવુ કરવાનુ છે અમારી વિચારમા જેટલી શ્રદ્ધા છે એટલી બીજી કોઈ ચીજમા નથી સઘર્ષથી

ક્રાન્તિ નહી પણ ક્ષય થાય અને પ્રેમથી ક્રાન્તિ નહી પણ વૃદ્ધિ થાય છે તેમ છતા સઘર્ષનો મોકો આવે તો અમે વિચારપ્રચારને માટે સઘર્ષ પણ કરીશુ અમે સઘર્ષ ટાળશુ નહી સઘર્ષ પણ એક પ્રગતિ છે તે પ્રગતિની જરૂર હશે જ તો તે પણ કરીશુ પરતુ ક્રાન્તિ કેવળ વિચારપ્રચારથી થાય છે તેથી અમે વિચારપ્રચાર કરીએ છીએ

પ્ર૦ — આજના કામથી નવુ નેતૃત્વ મળતુ નથી અને જૂના નેતાઓને ફરીથી જીવન મળે છે

ઉ૦ — જૂના નેતાઓને ફરીથી જીવન મળતુ હોય તો એથી શુ નુકસાન છે? તેમને આ વિચાર પસદ પડે અને તેમનામા પરિવર્તન થાય તો પછી તેમને નેતૃત્વ મળે તેથી શુ નુકશાન છે? અને તેઓ ત્યાગ કરતા હશે તો તેમની પણ આ કામમા પરીક્ષા થઈ જશે સસ્કૃતમા શ્લોક છે કે वसतसमय प्राप्त काक काक पिक पिक — કાગડો અને કોયલ બને કાળા છે પણ વસતઋતુ આવતા બન્ને ઓળખાઈ જાય છે તે પ્રમાણે આ કામમા જેઓ નકલી લોકો હશે તેઓ દેખાઈ આવશે પણ આ કામમા નવુ નેતૃત્વ ન હોય તો બીજા ક્યા કામમા હોય? આ એક એવુ આદોલન નીકળ્યુ છે જે આખા સમાજને ત્યાગની પ્રેરણા આપે છે તેમા નવા નવા લોકો દાખલ થઈ રહ્યા છે અને તેમાથી નવુ નેતૃત્વ નિર્માણ થાય છે

પ્ર૦ — તમે કહો છો કે સાધન સારા હોવા જોઈએ એવો અમારો આગ્રહ છે તો પછી તમે ભૂદાનયજ્ઞ માટે ખૂરા માણસોનો કેમ ઉપયોગ કરો છો?

ઉ૦ — જે ખરાબ માણસ હોય છે તે હમેશને માટે એવો રહેતો નથી એવો તૂનો ખ્યાલ હતો કે બ્રાહ્મણના કુળમા જેનો જન્મ થયો તે બ્રાહ્મણ જ રહેવાનો તેમા પરિવર્તન થઈ શકે નહી એવુ જ કઈક પ્રશ્નકર્તા વિચારતા લાગે છે માણસમા હમેશા પરિવર્તન થયા કરે છે તેથી અમે માણસને કાયમ ખરાબ માનતા નથી

## પરિશિષ્ટ

# સંપત્તિદાનનું દાનપત્ર

[સંપત્તિદાનના દાનપત્રનો નમૂનો નીચે આપવામાં આવ્યો છે]

શ્રી વિનોબાજી,

ભારતીય પરંપરા અનુસાર આર્થિક ક્રાંતિની અહિંસક પ્રક્રિયાને સંપૂર્ણ રૂપ આપવાની દૃષ્ટિથી હવે આપે લોકો પાસેથી જમીન ઉપરાંત પોતાની સંપત્તિનો છઠ્ઠો ભાગ આપવાની માગણી કરી છે ભૂમિદાન યજ્ઞમાં જે લોકો ભૂમિ ન હોવાને કારણે વિશેષ મદદ આપી શક્યા નહોતા તેમને માટે પણ હવે આપે રસ્તો ખોલી આપ્યો છે દરિદ્રનારાયણને માટે આપે કરેલી આ માગણી અંગે હું મારી આવકનો . . હિસ્સો આપને અર્પણ કરું છું તથા દર વરસે આપના નિર્દેશ પ્રમાણે હું તેનો ઉપયોગ સાર્વજનિક કામને માટે કરીશ